॥ श्री ॥

# लीलादेवी नाटक.

## मोडुं त्रीअंकी.

रचनार तथा छपावी प्रसिद्ध करनार.

N. H. Patal.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦૦




અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ

દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૬.




કિંમત રૂ. ૧ એક.

# ઉપોદ્ઘાત.



દૃશ્ય નાટકો કેવા પ્રકારનાં લખાવાં જોઇએ તે વિશેનો પ્રજાની રૂચી પ્રમાણે વર્તનાર નાટયકારોને લીધે કશો ઢંગ ધડો રહ્યો નથી અવળે માર્ગે દોરાએલી પ્રજાની રૂચીને સન્માર્ગે લગાડવી એજ નાટયકારો તથા ગ્રંથકારોનું કામ છે. ચિત્તવેધક સંભાષણ તથા અસરકારક ગાયનો પ્રેક્ષકોના વાંચવામાં આવે તોજ તેમના મનપર અસર કરી શકે હાલ પ્રગટ થતાં કેટલાંક નાટકોમાં ઉત્તમ બોધ નહી હોવા છતાં કેટલીક પ્રજાને પ્રિય થઈ પડે છે કારણ લેખકોની વૃતી જે માર્ગ ઉપર દોરાયલી હોય તેજ માર્ગે તેઓ નાટક લખે છે તે નાટક તેજ માર્ગે દોરાએલી પ્રજાને પ્રિય થઈ પડે તેમાં નવાઇ જેવું નથી કારણ સાકરના શોખીનને સાકરજ પ્રિય થઇ પડે છે ને મધના શોખીનને તે નીર્થક છે તે પ્રમાણે શ્રંગારના શોખીનને શ્રંગારને કરૂણા રસના શોખીનને કરૂણા રસ એ પ્રમાણે પ્રિય થઇ પડે છે પરંતુ સ્વભાવિક્તા અને શક્યતાથી પ્રજાને રસ ઉપજાવવો એ દુર્ઘટ કાર્ય છતાં તેમાં જય મળે તો તેથી સત્યગર્વાનંદ કેમ પ્રાપ્ત ન થાય ?

આ દૃશ્ય નાટક પ્રેક્ષક વર્ગ સમક્ષ પ્રગટ કરવામાં જે હું શક્તિવાન થયોછું તે દલાલ જેઠાલાલ વાડીલાલના લેખી ગાયનોને લીધે છે ને તેથી આ લઘુ પુસ્તક બહાર પાડવા શક્તિવાન થયો છું માટે એમનો અત્યંત આભારી થયો છું.

મારા પ્રથમના પ્રયાસને લીધે બુક લખવામાં તથા પ્રુફ સુધારવામાં કેટલીક ખામીઓ રહેલ હશે તે ખામીઓ સુધારી વાચવા સર્વે સહૃદયસ્થો કૃપા કરશો ને થયેલ ભુલોની માફી આપશો.



# પાત્રોના નામ.

| | | | |
|---|---|---|---|
| વસંતસેન | ... | ... | વલ્લભી પુરનો રાજા. |
| પાહાડસીંહ | ... | ... | તેનો પાટવી કુંવર. |
| ગંભીરસીંહ | ... | ... | પાહાડસીંહનો નાનો ભાઈ. |
| વીરસીંહ | ... | ... | પાહાડસીંહનો પુત્ર. |
| સેનાપતી | ... | ... | વસંતસેનના સેનાપતી. |
| વીજીઆ | ... | ... | સેનાપતીની પુત્રી. |
| માધવસેન | ... | ... | દક્ષિણનો રાજા. |
| વિજયસેન | ... | ... | તેનો પુત્ર. |
| લીલાદેવી | ... | ... | તેની પુત્રી. |
| સિદ્ધનાથ | ... | ... | વસંતસેનના ગુરૂ. |
| જગમલ | ... | ... | પાહાડસીંહનો ખવાસ. |
| ચંદ્રવદની, શીવલી | ... | ... | પાહાડસીંહની રાખેલી. |

એ શીવાય દાસ દાશીઓ શેઠ ઘાંચી ગાંડીઓ જોગીઓ લશકર વિગેર વિગેરે.

॥ શ્રી ॥

# લીલાદેવી.

ત્રી અંકી

## અંક ૧ પહેલો.

### પ્રવેશ ૧ પહેલો.

### મંગળાચરણ.

ગાયન ૧ પેહેલું.

( વંદનવિભુ ) એ રાહ.

**સુત્રધાર**—સ્તવીએ પ્રભુ સુંદીર શામ,
જળમાં સ્થળમાં તુજ વીરામ,
છતાં નિરંજન તારૂં નામ,
પ્રીતે વીનવીએ. સ્તવીએ.

દુઃખનો હરણ સુખકરણ,
માગુ સુબુદ્ધી શામ શામ;
મોહ માયાને દુર કરી પ્રભુ
દ્યો આરામ. સ્તવીએ.

**સુત્રધાર**—પ્રિયા આ સામે બીરાજેલા સભાજનોની સમક્ષ શ્રી નવીન લીલાદેવી નામનો નાટકનો પ્રયોગ ભજવી બતાવવાનો છે માટે સર્વે પાત્રોને સમય પરત્વે સાવધ રાખવાં.

**નટી**—જેવી પ્રાણેશની આજ્ઞા—

( નેપથ્યમાં ) ( સદાશીવ સંકર નામ સમરતું. ) —પ્રાણનાથ આ શું સંભળાય છે.

**સુત્રધાર—વલ્લભીપુરમાં નદી તટપર આવેલા શીવાલયમાં રાજા વસંતસેન તથા કુમારો ગુરૂ સીદ્ધનાથ સાથે ભજન કરે છે. માટે ચાલો આપણે પણ ઇશ્વર સ્તુતી કરીએ.**

**નટી—** **ગાયન. ૨**

( પરમ કૃપાળુ પ્રભુ ) એ રાહ.

અશરણ શરણ સ્વામી ! બહુ નામી ! તુજ આધાર;
ઘટ ઘટનો ગામી, તુંજ ચરણે દુઃખ વામી;
શીવપુર પંથ નક્કી જાનાર—અશરણ.
સેવે ચરણ ધરી ધીર અપાર, શીવપદ સુખનો દાતાસાર; અશરણ
લક્ષ ચોર્યાસી ફેરો ટાળ, હસ્ત ગ્રહી ઉગારો બાળ. અશરણ



## અંક પહેલો.

**સ્થળ—**વલ્લભીપુરમાં નદી તટપર શીવાલય.
**પાત્ર—**રાજા-કુંવરો-સીદ્ધનાથ વીગેરે.

**ગાયન ૧.**

( મદન રીપુ માહાદેવ ) એ રાહ.

સદાશીવ શંકર નામ સમરવું,
ધ્યાન ભોળાનું ચીત્તથી ધરવું;
મોહ ને માયા ધ્યાન ભુલાવે,
સત્ય શરણ વીભુનું ના વીસરવું. સદાશીવ૦
મમત્વમાં મતીયો થઇ શંકરને પ્રાણી ના સ્મર્યા;
મોહ જાળ મુળથી છેદતાં, શસ્ત્રો ના ભક્તીનાં ધર્યા.
લક્ષ ચોરાશી મહી ફર્યો પણ શીખ ના તુજને વળી,
સ્વપ્નવત સંસારની અસાર સાલખો છે મળી;
તેમાં શાને ભુલી તુ પામર,
શંકર સ્મરતાં શીવ સુખ વરવું. સદાશીવ૦

**ગાયન. ૨.**

**" अच्युतं केशवं राम नारायणम्
कृष्ण दामोदरं वासुदेवं हरिम् ।**

श्री धरं माधवं गोपिकावल्लभम्
जानकी नायकं रामचंद्रं भजे " ॥

પાહાડસીંહ—દુનીયાને ડગાવનાર ધર્મ તેથી જય; કેવી બેવકુફાઇ ! આપણે તો નક્કી સમજીએ છીએ કે, ચતુરાઇનો જય ને બેવકુફીનો ક્ષય.

**શીવલી** ગાયન ૩.

બની છુ પ્રેમથી ગુલતાન, થઇશ દીલદારની દીવાન,
સદા રહુ પ્રેમમાં મસ્તાન, ધરૂ નહી અન્ય પરવા ધ્યાન;
દુનીયા ભલે કહે ખોટી, હવે હું દુનીયાથી છેટી,
નકામી આપદા વેઠી, ખાયું તું મેં પ્રિતીનું પાન;
કુંવરને ભોળવી ગઇછું, તેને મન માનીતી થઇછું,
અંતરમાં હા રમી રહીછું, મેળવવું રાણીજીનું માન.

પહાડસીંહ—ઓહો રસીલી ! શું ગાયન કરેછે.

શીવલી—ખબડદાર મને બોલાવતા નહી.

પહાડસીંહ—વહાલી આટલી બધી રીસ.

શીવલી—રીસ કેમ ના હોય-રાજાની માનીતી થઇ ડીમાં ઝુરી મરવું. કોને ગમે ?

( પહાડસીંહ છેડો ઝાલેછે )

**શીવલી—પહાડસીંહ** ગાયન ૪.

( મોહો મોહીની. ) એ રાહ

શીવલી—છોડો છેડો મારો આ રશીક વર.
પહાડસીંહ—વાહ વાહ ( ૨ ) શાણી ઓ દીલહર
આંખો અણીયાળી. છે તારી, ને ચીત્તહર.
શીવલી—છેડો
ખોટી ભરમાવો શરમાવો છો આ કામની
પહાડસીંહ—અહો નીશ માળા જપુ પ્રીયે તુજ નામની
શીવલી—છેડો
સાચી જો હોય પ્રીતી, ગણોને રાણીની રીતી.
પહાડસીંહ—મહેલ મોકલાવું હાલ, જાણી સાચી નીતી
શીવલી—છેડો

**પુંજીબાઈ**—હાય હાય આતો ગજબ થાય છે ! શીવલી ને પહાડસીંહ કુમાર આતો ગજબ થાય છે ચાલો પંચમાં જઈ વાત ઉપાડું.

**પહાડસાહ**—કોઈ હાજર !

**જગમલ**—જી હજુર.

**પહાડસીંહ**—જગમલ જા આને વીલાસ ભુવનમાં મુકીઆવ.

**જગમલ**—બહુ હારૂ નામદાર (જગમલને શીવલી જાયછે) ને પછીથી,

**વાણીઓ**—ચાલી ચાલીને થાકી ગયા. હવે તો આ નદી ઉપર આરામ કરીએ ત્યાર સોરો પેલો રજપુત આવી પહોંચશે.

**ઘાંચી**—હા હવેતો હેંડવાની મુદલ આય રહી નથી

**વાણીઓ**—જો જો પેલો રજપુત પણ આવી પહોંચ્યો,

**રજપુત**—કેમ અહી ઉતારો કરવો ઠીક છે ને ?

**વાણીઓ**—ઘાંચી—હા અહીં બહુ સારી જગો છે,

**રજપુત**—હું કોણ ! દક્ષીણના રાજા માધવસેનનો પુત્ર વીજયસેન, અત્યારે સામાન્ય રજપુત બની અત્રે બહેન લીલાદેવીનો પત્તો મેળવવા સારૂ આવ્યોછું. મારી ગેરહાજરીમાં પાપી પહાડસીંહ બેહેન લીલાને કેદ કરી લાવ્યો છે, માટે અત્રે રાજ્યમાં નામ ફેરવી નોકર રહી કાંઈક ગડબડ ગોટા વાળી બેહેનને છોડવીને લઈ જઉં ત્યારેજ મારૂ નામ વીજયસેન, પણ નામ શુ રાખવું ? હા હા, ઠીક યાદ આવ્યું, નામ પણ ગડબડસીંહજ રાખવું કારણ જે- હું કામ તેવું નામ.

**વાણીઓ**—ઘાંચી—કેમ ઠાકોર શું વીચાર કરો છો ?

**રજપુત**—ના ના વીચાર તો કાંઈજ નહી, એતો આ નદીની શોભા જોઉછું.

**વાણીઓ**—લ્યો હવે બધુ રહેવાદો મનેતો ભુખ લાગી છે માટે ભાતુ કહાડીને ખાઈ લ્યો, પછી ગામમાં જઈએ. ( ભાતુ ક- હાડી ખાવા બેસે છે )

**વીરકુમાર**—આ નીશાનથી તે કરીનું ભુમખુ આમ પાડુછું. નીશાન તાકે છે.

**રજપુત**—અરે ! પેલો બાળક નીશાનની ભુમમાં છે તેને

નથી પેસો નાગ ડંખશે. ( ગોળી મારે છે ને નાગ મરી જાય છે. વસંતસેન સીહનાથ ગુરૂ તથા ગંભીરસીહ, બહાર આવે છે, )

**વસંતસેન**—અરે આ કોમળ બાળક ઉપર ઘા કોણે કર્યો? પકડો પેલા હરામીઓને.

**વાણીઓ—ઘાંચી**—અમે નહી સાહેબ, આ રજપુતે.

**વસંતસેન**—શું દુનીયામાં આવા રજપુત પાકતા હશે ! દુનીઆમાં રજપુતના નામને નીચુ જોવડાવનાર પાપી તને સખ્ત શીક્ષા થશે.

**રજપુત**—તાબેદાર સજા ખમવા તૈયાર છે. વાહ! કળીયુગ કળીયુગ.

**ગંભીરસીંહ**—ઠાકોર, આ સજાથી તમને દીલગીરી ઉત્પન ન થતાં ઉલટો અચંબો ઉત્પન થયો તેનું કારણ શું ?

**રજપુત**—એ વાત કાંઇ કહેવા કહેવડાવવા જેવી નથી.

**ગંભીરસીંહ**—તમો ના કહો તો તમને તમારા ઇષ્ટ દેવના સોગન છે.

**રજપુત**—જ્યારે સોગન ખવડાવોછો ત્યારે લાચારીથી કહેવું પડે છે કે પેલું પાણી જુવો.

**ગંભીરસીંહ**—હાલજ તપાસ કરૂ છું. ( પાણી જોતાંજ) તાતરૂ પાણી ડોળાયેલું કેમ છે ? કાંઇ તરસાળે ઝેરી જનાવર તો નહી હોય ઉભા રહો તપાસ કરી જોઉં, ગોળીથી મુએલો નાગ !

**વસંતસેન**—શાહાબાશ, પ્રતાપી રજપુત શાહાબાશ તમોએ કુંવરને બચાવ્યો, નહીતર જરૂર તે નાગ કુમારને ડસત.

**રજપુત**—તેમાં શાબાશી ભર્યું કાંઈજ કામ મેં કર્યું નથી, ફક્ત મારી ફરજજ બજાવી છે.

**વસંતસેન**—સદગુણી માણુસ પોતાનાં વખાણ, સાંભળતાજ નથી, વારૂ આપ ક્યાંથી આવોછો? ને ક્યાં જવા ઉમેદ રાખોછો ?

**રજપુત**—દુર દેશાવરથી નોકરીની આશાએ આ તરફ આવ્યોછું. જ્યાં નોકરી મળે ત્યાં રહેવાની ઉમેદ છે.

**વસંતસેન**—વારૂ આપનું નામ ?

**રજપુત**—ગડબડસીંહ.

**વસંતસેન**—પ્રતાપી રજપુત તમે સારી કેળવણી મેળવી

હોવ તેમ તમારો પ્રતાપી ચેહેરો ખાત્રી આપે છે, માટે આજથી તમારી બહાદુરી જોઇ, મારી સેનામાં મુખ્ય પટાવતની જગો તમ-આપુછું. ત્થા કુંવરોની કેળવણીનું કામ પણ તમનેજ ભળાવુંછું.

**રજપુત**—જેવો નામદારનો હુકમ.

**વસંતસેન**—સેનાપતી આને તમારી પાસેજ રાખજો.

**રાજા**—કુંવરો—વીજયસેન—શીદ્ધનાથ

ગાયન. ૪

જુવો એક સત્યમાં છે, અંતે જય જયકાર: જુવો.
પામર પ્રાણી પાપમાં રાચે,
પણ તે દુખી થાનાર—જુવો
પાપ દીવો સમજવો પલકનો,
અંતે સત્ય પવને બુઝનાર—જુવો.
વેદ શીરોમણી વાકય વદે છે,
ધર્મજય પાપે ક્ષય નીરધાર—જુવો.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—રસ્તો.

**પાત્રો**—દરજીનું પંચ—વસંતસેન—ગડબડસીંહ—શીદ્ધનાથ ગંભીરકુમાર—વીરસીંહ—સેનાપતી પહાડસીંહ—વીગેરે.

**પુંજો મેરઇ**—અલ્યા સાંભળો આપણા પાટવી કુમાર પહાડસીંહે શીવલીની લાજ લીધી.

**નરભોમેરઇ**—હવે તે કેમ થાય ચાલો રાજા પાસે ફરીયાદ કરવા જઇએ, ( વસંતસેન, કુમારો, સીદ્ધનાથ ત ા ગડબડસીંહ વીગેરે આવે છે. )

**વસંતસેન**—મેરઇઓ શું છે ?

**નરભોમેરઇ**—આપણા પાટવી કુમાર પાહાડસીંહે મારી એકની એક દીકરીની લાજ લેવા ધારી છે.

**વસંતસેન**—પહાડસીંહ આવો હરામ ખોર જાઓ તેને એકદમ અત્રે બોલાવો. કેમ સેનાપતી કાંઇ બોલતા નથી ?

**સેનાપતી**—રાજન, એની ખરાબ વાત મારે મોંઢે શા માટે કહેવડાવો છો.

**પુંજોમેરઇ**—સાહેબ, પગ તળે રેલો આવ્યા વગર કોને ગ-

રજ તે કહે. કાલે વાણીયાવાડમાં પણ ખુન પડી હતી, કેમ છગન મેરઇ ?

**છગનમેરઇ**—હા સાહેબ, પરમ દહાડે વાઘરી વાડામાં ખુન પડી હતી, કેમ, મેરઇ ?

**લાલજીમેરઇ**—હા સાહેબ ઓલે દહાડે ઢેડવાડામાં પણ ખુન પડી હતી.

**સરવેદરજીઓ**—હવે પ્રજાતનું ઘરબોળ જવા બેઠું છે.

**વસંતસેન**—કેમ સેનાપતી બોલતા બંધ થઇ ગયા ?

**સેનાપતી**—આપણે પનઘટપર ગયા ત્યારનો તે આપણી સાથેજ કયાં છે ? ગંભીરકુમાર પણ જાણે છે.

**વસંતસેન**—ગંભીરસીંહને પુછવાની કાંઇજ જરૂર નથી આ તે પોતે આવ્યા.

**પહાડસીંહ**—પીતાજી મને અહીંઆં અચાંનક બોલાવવાનું કારણ ?

**વસંતસેન**—તારા હૈયાને પુછ, ને આ પ્રજાને પુછ. પ્રજાની લાજ જ્યારે રાજકુંવર લુટવા માગશે ત્યારે રહેશે શું !

**પહાડસીંહ**—પીતાજી હું કાંઇજ જાણતો નથી, ખુન પાડનાર મારા દુસ્મન છે, રાજના કટ્ટા શત્રુ છે.

**નરશોમેરઇ**—ના સાહેબ મનેતો આ દરજીએ કહ્યું

**વસંતસેન**—દરજીઓ તમે ચાલ્યા જાઓ તેનો બંદોબસ્ત કરીશું ( દરજીઓ જાય છે. )

**ગંભીરસીંહ**—મોટાભાઇ, પનઘટપર પછીથી તમે ગયા હતા તે ખોટું કે ?

**પહાડસીંહ**—હા, ગયા હશુ તેનું શું ?

**સેનાપતી**—તેનું શું ! ને ચંદ્રવદની નાયકાને ત્યાં બેઠાસથી જોયા હતા તેનું એ શું ? સાથે ગડબડસીંહ છે,

**પહાડસીંહ**—એ ગડબડસીંહના ગડબડગોટા મારી આગળ બીલકુલ ચાલવાના નથી, પીતાજી હું કાંઇજ જાણતો નથી, ડાહ્યા હો તો મારી વાતમાં વધુ બોલતા નહી, હું સાચુ કહું છું કે હું કાંઇજ જાણતો નથી.

**વસંતસેન**—તું કાંઇ જાણતો નથી ? ત્યારે, દેવળમાંથી ક્યાં ગયો હતો ?

**પહાડસીંહ**—એટલામાં બે મેહમાન હશે.

**વસંતસેન**—જળ જેવું શીતળ મન પણ આગથી ઉકળ્યા વીના નહી રહે, હું દક્ષીણના રાજા માધવસેનને જીતીને, તેની કુંવરી લીલાને કેદ કરી લાવ્યો છું તે કીરતી વ્યભીચારના કુચ્છ ભાવથી છેદઈ જશે, જો તું તારી ચાલ નહી સુધારે તો રાજથી ટળીશ, હાલ બેહાલ થઈ મરીશ, અંતે ધર્મે જય અને પાપે ક્ષય જ થશે, ( સૌ જાય છે ) દુનીયાને ડબોવનાર ધર્મે તેથી જય કેવી: એવકુફાઈ.

**વીરસીંહ**—બાપા તમે દાદાજીને કેમ ગુસ્સે કરોછો ? એ નહી કહે ત્યારે તમને કોણ કહેશે ?

**પહાડસીંહ**—એશ ચબાવલા.

**વીરસીંહ**— ગાયન.

( મહારાણી માજી થયાં ખરા પટરાંણી ) એ રાહ.

**વીરસીંહ**—પીતાજી માનો દાદાજીની કહાણી,
**પાહાડસીંહ**—જાને જા નાદાન,
**વીરસીંહ**—શાને વખોડો વૃદ્ધ વડીલની વાણી,
**પાહાડસીંહ**—જાને જા નાદાન,
**વીરસીંહ**—વડીલની શીખ ના માને તે બહુ બહુ રીતે;દુઃખ સહે
**પહાડસીંહ**—જાને જા નાદાન,
**વીરસીંહ**—વાડામાંના પાડા પેઠે,
છેવટમાં પસ્તાઇ રહે,
**પહાડસીંહ**—જાને જા નાદાન,
**વીરસીંહ**—માટે માનો દાદાની શીખ સારી,
**પહાડસીંહ**—જાને જા નાદાન,

( વીરસીંહ જાયછે.)

**પહાડસીંહ**—અરે હું કોણ દક્ષીણના રાજા માધવસેનને જીતનાર અને તેની પુત્રી લીલાને કેદ કરી લાવનાર, અને તેના પુત્ર વીજયસીંહની કળાને ધુળ ધાકતી કરનાર, અને આ ડોસાના ડગમગતા રાજને મજબુત કરનાર, પરાક્રમનો આ બદલો ? બહાદુરીનો આ સીરપાવ ? તેનુ કારણ જોહતો બેહેર મારી ગયેલા મારા બુઢ્ઢા બાવાજી, વળી વૃદ્ધ સેનાપતી, વળી બુઢ્ઢા ગુર સીહનાથ,

ચુંગ નંગ ત્રણુ અને પેલું જંગમળીનું છોકરૂં ગંભીરીસું, મારા જેવા શુરવીરની સ્વેચ્છાચારી વર્તણુંક ઉપર તીરસ્કારથી જોનાર એ કોણ? કાંતો હું નહી, કાંતો એ નહી, કોણુ, જગમલ !

જગમલ—પેલી શીવલીને વીલાસભુવનમાં મુકવા ગયો હતો એટલામાં આપને અને તાતજીને રકઝક થઇ એમ સાંભળી દોડી આવ્યો કોણુ, દરજાએ ફરીયાદ કરી હશે, કાહાડજો સાર, લીલાદેવી રાજાની છોકરી પકડી લાવ્યા તો એ દરજાના શા બાર છે ? હેં શા બાર છે ? ( ૩ )

ગાંડીઓ—તક તક તક ધનુ નુ નુ નુ

પહાડસીંહ—જગમલ. આ ધનુ નુ નુ વાળો કોણુ છે ?

જગમલ—આ સેવકનો પુત્ર પાંચ બાઇડીઓ વચ્ચે એકનો એક પુત્ર આ દેવની પરસાદી છે, એકનો એક મોહો જોયા જેવો દીકરો એટલે કોઇ કાળા મોંહિનીએ કરતુક કર્યું છે, પણુ કામમાં હોંશીયાર છે, કામનો ખબડદાર છે,

ગાંડીઓ—ખબડદાર બાપા, નદીએ નાહાવા ગયો હતો તે કાંઇ નદી ઉછળે, ખરર, ખરર. ગંગેડુ ભોંકે, ભોં, ભોં, બીલાડી બોલે, મ્યાઉ, મ્યાઉ,

પહાડસીંહ—તારૂં નામગું ?

ગાંડીઓ—એમો.

પહાડસીંહ—એમો ?

ગાંડીઓ—કેમ બાપા, મારી મા તારો બાપ.

જગમલ હેં ? હેં ? હેં ?

પહાડસીંહ—અલ્યા કાંઈ ભણ્યોછું ?

ગાંડીઓ—હા સાહેબ.

પહાડસીંહ—હાથી એટલે શું ?

ગાંડીઓ—મારા મામાનો છોકરો હાથી.

જગમલ—પેલો સવારીનો હાથી; મેં તને તે દહાડે બેસાડ્યો હતો તે.

ગાંડીઓ—હા, હા, ઊંટની ફઇનો છોકરો હાથી, ઊંટની માશી બીલાડી, ને વાઘની માશી બીલાડી, બોલે મ્યાઉં, મ્યાઉં.

પહાડસીંહ—અલ્યા ! કાંઇ ગાતાં આવડે છે ?

**જગમલ**—હા સાહેબ સંદેશો આય છે, ગાઇ દેખાડ ગાંડીઆ.

( સંદેશો )

**ગાંડીઓ**—સંદેશો! સંદેશો શું કરે સંદેશો નદીએ નાહાવા જાય.
નાહાતાં ધોતાં એને ન આવડ્યુંરે એતો ગારામાં ગોથાં ખાય
લાલ સંદેશો;

**પહાડસીંહ**—ગાયો તો તાલમેલમાં પછી ?

**ગાંડીઓ**—પછી પછવાડું ને આગળ બેંત હું દેખું ને તું આપજો બેંત.

( પહાડસીંહ જાય છે. )

**જગમલ**—મારા પીટયા, રાજા હોય ત્યાં ડાહ્યા થઇએ.

**ગાંડીઓ**—વારૂ ! વારૂ ! થઇશું; પણ બાપા, રાજા એતે કોણ ? એ તે બાયડો કે બાયડી ?

**જગમલ**—આપણો અન્નદાતાર.

**ગાંડીઓ**--ત્યારે આપણા ભેમાકાકા જેવડે હળ ખેડતો હશે.

**જગમલ**—તેના માટે આપણે હળ ખેડીએ, તે તો આપણો ધણી કહેવાય.

**ગાંડીઓ**—ક્યારે આપણે તેની સાથે .રણ્યા હતીએ કે તે આપણો ધણી થાય ?

**જગમલ**—મર, મર, (ધબો મારેછે)

**ગાંડીઓ**—તારો બાપ મરી જાય, તારી બાયડીને બાવા લઇ જાય,

**જગમલ**—શા કુંવર પાક્યા છે ?

**ગાયન ૭**

**જગમલ**—કર્મે પાક્યો છે અકરમી આ છોકરો,
ડબોવ્યું મુજ નામ, બગાડ્યું સૌ કામ, નહી,
જરીએ આરામ,

**ગાંડીઓ**—તક તક તક તક ધનુ નુ નુ નુ.

**જગમલ**—કર્મે
નામ ડબોવનાર કપુત કુંવર આ,
ઉંધાંને ચીતો કુંવર માટે આ,

**ગાંડીઓ**—તક તક તક તક ધનુ નુ નુ નુ,
કેમ બાપા, કેમ બાપા, કેમ, બાપા, કેમ ?

**જગમલ**—કર્મે

## પ્રવેશ ત્રીજો.

**સ્થળ—બગીચો.**

**પાત્ર—લીલાદેવી, સાહેલી તથા ગંભીરકુમાર.**

**ગાયન. ૮**

( સાચો સાહેબ જગ કીરતાર ) એ રાહ.

સત્ય સહાયક જગદાધાર પોતે વીભુ કરે છે વાર,
અશરણ્‌ શરણુ સ્મરો કીરતાર, નક્કી થાવો ભવ ઉદ્ધાર;
સકળ જગતનો છે એ કર્તા; સત્ય.
દુઃખી જનોના દુઃખનો હર્તા, શીવપદ સુખ દાતાર; પોતે;
લોચન મનને લાગી લડાઇ, કાંઇ ન સુઝે અમરૂ મુંઝાઇ,
અબળા બની લાચાર; પોતે.

**સખી**—લીલા ! આ લોચન મનના ઝગડાનું તો કાંઈ સમજાતું નથી, રાજપુત્રી તેથી કાંઇ રાજાસાહ બોલી.

**લીલાદેવી**—રાજપુત્રી કહી મેહેણું મારીશ ? હું દક્ષીણના રાજા માધવસેનની પુત્રી લીલાદેવી તે પાહાડસીંહની રાખેલી ચંદ્રવદનીની દાસી ?

**સખી**—તે તો ઠીક, પણ પેલા ઝગડાનું **શું ?** લીલા કાલ તેં જેની છબી દેખાડી હતી તે તો ગંભીરકુમારની છબી દેખડી હતી. પણ પેલા ઝગડાનું **શું ?**

**લીલાદેવી**—લોચનને તે છબી ગમી એટલે મળવા તલપી રહ્યાં, મન કહે છે, ગુણની ખાત્રી વગર મળાય કેમ ? લોચન કહે છે, મળું, મળું, ને મળું, મન કહે છે ના, ના ને ના.

**સખી**—અજબ ઝગડો ! બને મોડું થશે તો ચંદ્રવદની જોડે જોયા જેવો ઝગડો થશે હું ફુલ વીણી આ ચાલી. પછી પસ્તાશો.

**લીલાદેવી**—હવે મારે પસ્તાવાનું **શું** છે. ? લુંટાયાં તો છીએ પછી ભો શેનો, એકવાર કે લાખવાર. **હું** દક્ષીણના રાજા માધવસેનની પુત્રી લીલાદેવી તે પાહાડસીંહની રાખેલી ચંદ્રવદનીની દાસી. ભાઇ વીજયસીંહની ગેરહાજરીમાં માબાપથી વીખુટી પાડી, સ્વતંત્રતા મુકી, ભાડામાં માહી પરાધીનતા આવી. કેવી દુખીયારી? હું કેવી દુખીયારી ?

**લીલાદેવી—** ગાયન. ૯

( રમણી રમવા શું ઇચ્છોરે ) એ રાહ.

દુ:ખણીને દુ:ખથી છોડોરે, પાએરે લાગુ
લળી લળી પ્રભુ પ્યારા, દુ:ખણી;
પરવશ બેડી, પરવશ બેડી, પરવશ બેડી જડી આ હાથે,
તે દુ:ખથી બની બહાવરી, છોડનાર છો તમેરે,
પ્રભુજી છોડનાર છો તમેરે. દુ:ખણી,
રીઝે પ્રભુતો, રીઝે પ્રભુતો, રીઝે પ્રભુનો, એ છે અરજી,
પરવશ બેડી ત્રોડોરે,
રૂડીમતીથી પાળુ પતીવ્રત, ગુણી પતીથી જોડોરે;
પ્રભુજી ગુણી પતીથી જોડોરે; દુ:ખણી,

**ગંભીરકુમાર—**કોઈ મધુરે સ્વરે ગાય છે, લાવ સાંભળવા તો દે, ગુણીપતી ને સાથે પતીવ્રત માગે છે જેણે પુર્વે પુરણ પુન્ય કર્યા હશે, તે એનો હાથ મેળવવા ભાગ્યશાળી થશે. કોણ છે? જોવા દેને, અરે! આતો લીલાદેવી, સાક્ષાત દેવીજ છે. આના વરની પદવી કોઈ ભાગ્યશાળી પામશે. મારા ભાગ્યની આજમાયશ તો કરવા દે ( પાસે આવી ) બાળા બીહો છો શાને ?

**લીલાદેવી—**રાજા છો તેથી. ( મન તું પણ ખાત્રી કરી લેજે વૃખત ઠીક છે. )

**ગંભીરસીંહ—**ધીક્કાર પડો તેવા રાજાને કે જેનાથી આવી સરળ બાળાઓ બીહીને નાશે. આંતો આવો આપણે વાતચીત કરીએ.

**લીલાદેવી**—પતીવ્રતાને પર પુરૂષ સાથે વાત ચીત હોયજ નહી.

**ગંભીરસીંહ—**તમો પતીવ્રતા છો ? તમારો કોણ પતી છે?

**લીલાદેવી—**કોણ નીરમળ સુરતી.

**ગંભીરસીંહ—**પણ હાલતો નથી ?

**લીલાદેવી—**કાંક છે ને કાંક નથી.

**ગંભીરસીંહ—**તેતો સાફ ના બોલ્યાં ?

**લીલાદેવી—**રાજા આગળ સાફ ના બોલાય કારણકે રાજા મનના મેલા હોય છે.

**ગંભીરસીંહ—**રાજા કવચીત પ્રેમઘેલા એટલે નીર્મળ મનના હોતા નથી.

લીલાદેવી—હેમજ નહી; રાજા અને રાજાના સંગીઓ, ન્યાય અને ન્યાયના સંગીઓ, તેમજ દોલત અને દોલતના અધીકારીઓ પ્રેમ શું છે તે સમજતાજ નથી; અને સમજે પણ નહી.

ગંભીરસીંહ—એમ કેમ ?

લીલાદેવી—સાંભળો.

લીલા-ગંભીરકુમાર. ગાયન. ૧૦

( જાવો જાવા અવગુણ સુખ શું ભાખો ) એ રાહ

સાચો પ્રેમ રખડતો, પડયો નથી કાંઈ વાટમાંરે,
સાચો પ્રેમ વેચાતો, નથી વણીકના હાટમાંરે;
લોભના લગડે પ્રેમ ન હોયે,
સ્વારથ કોવાને માળ ન સોહે,

ગંભીરસીંહ—પ્રેમરત્ન શું પાકે નદીના ઘાટમાંરે;

લીલાદેવી— સાચો,
પ્રેની મન ગેમીથી મળતું
અન્યન તેને આવે બળતું,

ગંભીરસીંહ—રાજા શું નહી રહેતા, પ્રેમના હાટમાં રે:

લીલાદેવી— સાચો.
મદ ભરેલા અતી વીકાળ,
રાજા ધુતારા ને ધોતાળ,

ગંભીરસીંહ—સુદરી આમન રાજા પ્રેમના હાટમાંરે;

લીલાદેવી— સાચો.

ગંભીરસીંહ—મારૂ મન નીરમળ છે, સરળ છે; અને પ્રમળ પણ છે. તમને ખાત્રી કેમ કરી અપાવ ?

લીલાદેવી—વખત આવે ત્યારે કરો આપને. લાજનો અંજાણપણુ સાથે લઈનેજ બન્યુ છે.

( ગંભીર કુમાર છેડો ઝાલે છે )

લીલાદેવી—ગંભીર કુમાર ગાયન ૧૧.

( પાતળીઆ પાતવ મેલા ) એ રાહ.

લીલાદેવી—છબીલા છેડો છોડો ને વીનતી કરૂં છું,
છોગાળા કર મેલા ને વીનતી કરૂ છું;

ગંભીરસીંહ—રસ ઘેલી (૨) શું છણકાએ. મરડાએ રીસાયે,

લીલાદેવી—છબીલા.

શા માટે પકડોછો ફેરો બટે નહી સુજાણું,

ગંભીરસીંહ—પ્રશ્ન પ્રેમના પુછી પ્રેમદા કેમ બનો અજાણુ.

લીલાદેવી—છબીલા.

પ્રીતીમાં નહી સમજ જરીએ જકમાં છો મહારાજ

પહાડસીંહ—અંતરમાં છે પુરણ પ્રીતી પણ લાજે નારાજ

લીલાદેવી—છબીલા. )

ગંભીરસીંહ—આવો આવો, આ બગીચાની શોભા જોઇએ;

લીલાદેવી—હું તો ક્યારનીએ જોઇ ચુકી;

ગંભીરસીંહ—જેવી રીતે જોઇએ તેવી રીતે નથી જોઇ.

લીલાદેવી—બગીચા જોવાની રીત વળી કેવી હશે?

ગંભીરસીંહ—સજોડે, સાઇની સાથે;

લીલાદેવી—હું તો મારી સખી જોડે ક્યારનીએ જોઇ ચુકી ને ફુલની મધુર મધુર કળીને વીણીને, મારા કમં[illegible] [illegible] કરી રાખી છે, જુવો! આ ગુલાબ કેવું મનોહર? [illegible] સાચને પ્રેમનું નીશાન છે.

ગંભીરસીંહ—આપી દો.

લીલાદેવી—આપી દઉં.

ગંભીરસીંહ—હા. આપી દો.

લીલાદેવી—ક્યાં રાખશો?

ગંભીરસીંહ—મારા હૃદયમાં.

લીલાદેવી—કદાચ કરમાય તો?

ગંભીરસીંહ—મારો જીવ એકદમ ઉડી જાય, ને તારા ફુલનો જવાબ દેવા સરજનહારની કચેરીમાં ખડો થઇ જાય.

લીલાદેવી—સચવાશે?

ગંભીરસીંહ—શીર સાટે.

લીલાદેવી—જળવાશે?

ગંભીરસીંહ—માથા માટે.

લીલાદેવી—આપી દઉ?

ગંભીરસીંહ—હા આપી દો, લાવો લાવો મહારા મેહેલમાં મુકી આવું.

લીલાદેવી—ઉહું! મહેલની હવામાં ગંધાઇ ઉઠે.

ગંભીરસીંહ—સુંદરી, હું રહું છું તે મેહેલની હવા આનં-
દદાયક છે; આ ફુલને લાયક છે.

**લીલા-ગંભીરસીંહ     ગાયન ૧૧.**

( ચાલો મારા ચતુરસુજાણ ) એ રાહ.

લીલાદેવી—બેટા મારા રશીક સુંદર ભરથાર.
ગંભીરસીંહ—વાહરે મારી સાચી પ્રેમી દીલદાર,
લીલાદેવી—બાળીને બાળીછું હું તો શાણા ચતુર સરદાર. બેટા.
ગંભીરસીંહ—લને પ્રથમ કોલ મારો રસીલી સત્ય પંથે જાનાર,
વચન જાળેથી હૃદયમાં વસેલી ભાવી ભાવે થાનાર
પ્રિતેથી જતન કરીશ નાજુકડી કર્યો મને
તે લાચાર નાર,
નાજુકડી કર્યો મને તે લાચાર નાર.
લીલાદેવી—બાળીને બાળીછું હું તો શાણા ચતુર સરદાર. બેટા

( બંને જાય છે અને વસંતસેન આવે છે. )

વસંતસેન—કેમ કોઇ બોલતું નથી ? મારા પેટમાં ફડક
થાય છે.

પહાડસીંહ—કોણ ! તાનજી એકલા છે. શીયાળેથી દાઝવા
દે. ( બાળે નાખ દઈ ચાલ્યો જાય છે )

ગંભીરસીંહ—કોઇ આવો, કોઇ આવો.

પહાડસીંહ—સેનાપતી-શું છે, શું છે ? તાનજીનો જીવ
ઉડી ગયા છે ?

સેનાપતી—હૈં ! આ શું બોલે છે ? આ શું ?

પહાડસીંહ—કીરતાર કાંઇ માથે રાખે છે.

ગડબડસીંહ—કાંઇ ઝેરી જનાવર તો નહી ડસ્યું હોય ?

પહાડસીંહ—ના ભાઇ ના. હમારૂ માઠુ ભાગ્યજ વસ્યુ છે
કીરતારની મરજી થઇ મુઆ, કાળ કાળો નાગ છે.

ગડબડસીંહ—સેનાપતી આવો આપણે તપાસ કરીએ ધો-
ળા ઉપર નખની નીશાની જોવું છે.

પહાડસીંહ—ના એતો ઉંઘમાં ખણાએલા નખના લીસોટા
છે. સાપ ગયા ને લીસોટા રહ્યા. કોઇ કહેશે કે મરકીથી મુવા, કોઇ
કહેશે કે કોગળીએથી મુવા, પણ શાણા અને સમજુ તમો નીશ્ચય

સમજાજે કે કાળ આવ્યો અને ટપ મુવો. હાય કાળ !

**દરબારીઓ**— ગાયન. ૧૨

અરે દુષ્ટ કાળ હાહા, નહી તુને દયામ
એક રાજ્ય સ્થંભ જાતાં, શુન્યકાર છે તમામ
સંસાર તુચ્છ માયા, છે ધર્મશાળા ધામ;
વખત થયે વીચરતું, છે સાચુ પ્રભુ મુકામ.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ રસ્તો.

**ગડબડસીંહ**—ધોબળા ઉપર નખ ! પહાડસીંહ કરતાં વસંતસેન સરળ સ્વભાવના હતા, રાજ્યનો દમામ કેવો ધુળધાણી ! એકદમ ફના ! કુમારો વસંતસેન જેવા સરળ સ્વભાવના છે, કુમારોને સંભાળવાનું કામ મનેજ ભળાવામાં આવ્યું છે, પણ કાળા કાળા પથ્થરના પહાડ જેવા પહાડસીંહની કાંઈ ગર્વ લાગુ બનના છે, બેહેન. લીલાદેવીનો પત્તો મળ્યો છે; ચંડાળે ચંદ્રવદનીને ત્યાં દાસી કરી રાખી છે. ગંભીરસીંહ માટે કાંઈ વાંધો લાવવા જેવું નથી, શાબાશ છે ગંભીર કુમારને ! કે જેણે રજપુતની આબરૂ આબાદ રાખી છે ફક્ત પહાડસીંહજ મારો દુશ્મન છે, ને વીચારી જોઉ તો પહાડસીંહ આખી દુનીયાનો દુશ્મન છે; સેનાપતી ભલો માણુસ મને લાગે છે, ને તેમની નાની દીકરી વંજીયાના પ્રેમનો નેતો જતો દીસાતો હું. બીજીવા દેવાલય સુધી જનાર છે માટે નગર લખુ ત્યાં જવાદે ( ગંભીર કુમાર આવે છે તેને ) પ્રણામ ? ગંભીર કુમાર.

**ગંભીરસીંહ**—તમે અહીંઆંહિ કેમ ? આસો ભાગામાં;

**ગડબડસીંહ**—શાળાનો વખત હજુ બાદ થયો છે.

**ગંભીરસીંહ**—ત્યારે મને થઇ ગયો એમ ન લાગે છે!

**ગડબડસીંહ**—તમારૂ ચીત્તજ બીજે ભમે છે

**ગંભીરસીંહ**—ત્યારે મારૂ ચીત શાળામાં અને અભ્યાસમાં નથી !

**ગડબડસીંહ**—તમારૂ ચીત્ત બરોબર ચોંટ્યું છે. પણ તે શાળાએ વીચીત્રને અભ્યાસે વીચીત્ર.

**ગંભીરસીંહ**—શાળા તે પાઠશાળાને અભ્યાસ તે વીદ્યા અભ્યાસ.

ગડબડસીંહ—ના ! ના ! રાજા તે પ્રેમબાળાને અભ્યાસ તે મહનાઅભ્યાસ.

ગંભીરસીંહ—તમો કલ્પનામાં ભુલોછો.

ગડબડસીંહ—કુમાર કસ્તુરીનો ચોરનાર ગમે તેટલુ છુપાવે પણ તેની સુગંધ બહાર આવ્યા વગર રહે કે ? પ્રેમ અત્તર ગમે તેટલુ છાનું લગાવીએ. પણ તેની ભભક બહાર આવ્યા વગર રહેકે !

ગંભીરસીંહ—તમારી કસ્તુરી તથા અત્તરમાં કાંઇજ સમજ પડતી નથી.

ગડબડસીંહ—તમારૂ ચીત્તજ ચોરાઇ ગયુ છે.

ગંભીરસીંહ—તમારા જેવા ચોકીદાર છતાં. ?

ગડબડસીંહ——અજાયબી ત્યાંજ છે ને ! ધણી કાઇને ત્યાં આપીને ને પછી ચોરીની બુમ ઉડાડે તો કોનોવાંક બીચારા ગરીબ ચોકીદારનો !

ગંભીરસીંહ—વાહરે મારા અજબ ચોકીદાર આવી છાની ચોરી પકડી પાડી. પણ સલાહકારી રીતે પુછુંછું કે આમાં હું કાંઇ ખોટુ તો કરતો નથી.

ગડબડસીંહ—પુછોછો ત્યારે કહુંછું કે પાત્ર પરીક્ષા શીવાય રતુદાન દેવું તે છેવટે પસ્તાવા જેવું થાયછે.

ગંભીરસીંહ—પાત્ર પરીક્ષા થઇ ચુકી છે. કદાચ સોનાના પાત્રને ત્રાંબાનો ઢોળ ચઢી ગયો હોય તો અનુભવથી શુદ્ધ કરી પોતાનું કરી લે તો ? તે ગુનાઇ નથી.

ગડબડસીંહ—પણ જરા સમજાય તેમ બોલો તો પુરેપુરી મેહેરબાની.

ગંભીરસીંહ—ભેદ ભાગીને કહુંછું કે મારૂ પ્રેમપાત્ર લીલાદેવી ને તે ચંદ્રવદનીની દાસી નથી પણ રાજપુત્રી છે.

ગડબડસીંહ—( આટલુંજ કહેવડાવવું હતું. મેં પણ મારી ફરજ બજાવી છે. )

ગંભીરસીંહ—ત્યારે એમાં હું ખોટું તો કરતો નથી ?

ગડબડસીંહ—હંસ સમાન સરોવર ઉપર ક્રીડા કરે તેને કેમ રોકાય ? વાહરે અજબ પ્રેમા

ગંભીરસીંહ—તેતો બોલાવશોજ નહી, પ્રેમની ગમનજ અજબજ છે.

ગડબડસીંહ—ચાલો, ચાલો, શાળામાં.

ગંભીરસીંહ—પણ શાળામાં અભ્યાસ બેજ શબ્દોનો થશે.

ગડબડસીંહ—કયા કયા ?

ગંભીરસીંહ—એક પ્રેમ અને બીજુ પ્રેમદા; નારે ! તેનો તો હાલ અનુભવથીજ અભ્યાસ થાય છે.

ગડબડસીંહ—તે શી રીતે ?

ગંભીરસીંહ—તે શી રીતે તે સાંભળો. ન્યાયમાં તે રસીલીના પ્રેમ વાકયોનો ન્યાય, ગણીતમાં તે રસીલીના લગનની ગણત્રી, જ્યોતીશમાં ત્રીસ વૈદકમાં અભાગણીના હૈયાને હેઠે બેસાડવાના વૈદક, કહો કાંઇ કચાશ છે ?

ગડબડસીંહ—એક રતી પણ કેમ કહેવાય. વારૂ હું વીરકુમારને મોકલું છું, ને આજનો પાઠ તમો અહીંયાં બેશીને તૈયાર કરો હું જરા દેવાળ સુધી જઇ આવું. ( જાય છે. )

ગંભીરસીંહ—સાણુ લોકો કહે છે કે વાંચક મનને શીતળ કરે છે, પણ મારા મનને અગન કરે છે; ગાઇ આ ચોપડી

## ગાયન ૧૪.

ગંભીરસીંહ— ( કામી શું ન કરે ) એ રાગ.

પ્રેમી શું ના બળે. પ્રેમ અગનરે. પ્રેમી
માત પીતાની આજ્ઞા વીસારે,
પ્રેમદાને દુઃખ દીએ ના લગારે;
ભલે બંનથી ટળે. પ્રેમી.
અહોનીશ જીવ પ્યારીમાં ભમતો,
ખાળીયું છોડી એકલો રમતો;
પ્રિયા બોલો જઇ ભળે. પ્રેમી.
ભુલું પણ ભણકારા થાતા,
ઝાંઝરના ઝણકાર સુણાતા;
વાયુ મન ના વળે. પ્રેમી
આંખ્યો છતાં નથી નજર નંખાતી,
બુદ્ધી છતાં નથી વાત જણાતી;
ઇચ્છુ કયારે મળે. પ્રેમી.

( વીરકુમાર આવે છે.

**વીરકુમાર**—કાકા ગંભીરસીંહ ચોપડી નાખી શું બોલતા હતા ? ગુરૂજી તમને વારેવારે ઠપકો દે છે, પણ પાઠમાં બરોબર ચીત્ત કેમ પરોવતા નથી ? પેહેલા તો ગુરૂજી જરા કહે કે રીસ ચઢાવીને પાઠ તૈયાર કરતા હતા.

**ગંભીરસીંહ**—( વીણાના ઝણકારાની આ નાના બાળકોને શી સમજ પડે. તેને ક્યાં ખબર છે કે ગુરૂજીના ઠપકા કરતાં મદનગુરૂનો ઠપકો વધારે છે. જ્યારે રસીલીમાં ચીત્ત ચોરાય છે, ત્યારે વડીલની રીસ કોરે મુકાય છે. ) બાપ વીરસીંહ મારી બુદ્ધી કમ થવાથી વાંચુછું વાંચુછું ને ભુલુછું.

**વીરસીંહ**—લ્યો ત્યારે આજનો પાઠ અહીંઆં બેશી તયાર કરો.

**ગંભીરસીંહ**—લાવ્ય ત્યારે, તું વાંચ ને હું સાંભળું.

**વીરસીંહ**—લ્યો ત્યારે તમે સાંભળો. ન્યાય, કોઠાર, તીજોરી અને લશ્કર, એ સીંહાસનના ચાર પાયા છે. કેમ, યાદ રહ્યું ?

**ગંભીરસીંહ**—હા. સીંહાસનના ચાર પાયા, ને રસીલી.

**વીરસીંહ**—હેં ! આ શું બક્યા ? આ તો સીંહાસનના ચાર પાયા છે, વળી રસીલી શાની ?

**ગંભીરસીંહ**—( હેં ! ફેરવવા દે ઉંધુ વટાઈ ગયું; ) રસીલી એટલે રસીલી રાજાની મુર્તી, કેમ ખરીકની ?

**વીરસીંહ**—જુવો આગળ વાંચુ છું, બરાબર યાદ રાખજો: કોઠાર, આયુદ્ધશાળા ને તીજોરી, એ ત્રણ વસ્તુ ઉપર રાજાનો મુખ્ય આધાર છે એમ લખે છે, કેમ યાદ રહ્યું ?

**ગંભીરસીંહ**—હા, રાજ્યમાં પ્રાણાધાર છે.

**વીરસીંહ**—તમારૂ ચીત્તજ બીજે ભમે છે.

**ગંભીરસીંહ**—તારૂ પોતાનું ભમે છે, એટલે બીજાનું પણ ભમતું લાગે છે.

**વીરસીંહ**—તારૂ પાઠ બરાબર યાદ કરજો, નહી તો પાછા ગુરૂજીના ઠપકામાં આવશો.

**ગંભીરસીંહ**—તેને ક્યાં ખબર છે કે ગુરૂજીના ઠપકા કરતાં મદનગુરૂનો ઠપકો વધારે છે. ચોપડી ઉઘાડુ છું તો એજ શબ્દો દેખું છું; વનમાં, ઉપવનમાં, શાળામાં, મેહેલમાં, ઝાડ ઉપર, વાડ-

માં, જંગલમાં, એજ શબ્દો લખવાં આવે છે; એક, બેનું, અને બીજી પ્રેમદા.

ગાયન ૧૫.

( તુંજ મુરખ કોટી ધીક્કાર ) એ રાહ.

છે પ્રેમ તુને બલીહાર, (૨)
પ્રિતીમાં કરે લાચાર, મુકીને અજબ ભાર; પ્રેમ.
પ્રેમની અજબ કળા રૂપવતી નારી મહી,
સાધુની સાધુતા છેદે, પ્રેમ શલ્ય હસ્ત ગ્રહી.
પલકમાં પુરૂષને બનાવે લાચાર. છે.
પ્રેમ ભીખારી બની, પ્રીત ભીખ માગે માગે;
અમીર કે છત્રધારી, તુચ્છ ઓના આગે આગે.
તપસ્વીઓ તપ છોડી કરે પ્રેમ ઉચ્ચાર. છે.

---

પ્રવેશ ૫ મો.

( સ્થળ-મહાદેવનું મંદીર. )

પાત્રો—વીજીયા, સાહેલીઓ, પહાડસીંહ, જેઅમલ, ગડબડસીંહ.

ગાયન ૧૬.

વીજીયા—

( રમા રમા રહી જપતી જીભ્હા ) એ રાહ.

પીયુ પીયુ રટુ પ્રેમથી બાળા બીચારીરે,
ઉધારી લે પ્રેમ તે તો પરોપકારી વીરને.
નથી જણાતો કોઇ સ્થળે બાહુ બળી તુજ જેવો,
ગડબડસીંહ તુજ ગડબડની બલીહારીરે. ઉ
અરપ્યુ અંતર તમને મારૂરે,
ગણી લીઓ દાશી મુને અતી પ્રીતથી,
સાચા દીલેથી શેવા કરૂ, એક ધારી પતીવ્રત ચીતથી;
સુંદર સુરત મન મંદીર બેસાડીરે. ઉધારી.

સાહેલી કેમ બા ! મહાદેવની શેવા વખતે પુરી આરતી ભલાવતાં હતાં, ને આજે નાસ્તીક કેમ ઉભાં છો ?

વીજ્યા—હું તો સેવા કરી ચુકી.

સાહેલી—મહાદેવ પાસે જતાં દર્શન કરવાનું ભુલી ગયાં તે તમારૂં કેવું અજબ ધ્યાન !

વીજ્યા—હું તો દર્શન કરી ચુકી.

સાહેલી—ક્યારે !

વીજ્યા—રાત્રે સ્વપ્નામાં, ચીત્ત દેવળમાં વશી રહેલા પ્રીતમ મહાદેવનાં.

સાહેલી—પછી ત્યાં શું થયું !

વીજ્યા—આ દુનીયામા જે થાય છે તે;

સાહેલી—તે શી રીતે ? કહી બતાવો જો !

વીજ્યા-સખીઓ. ગાયન ૧૭.

( સહીઅર મનની મનમ. સમાય. ) એ રાહ.

વીજ્યા—સખીઓ સુણો કહુ શૈવાય
શેવા કહેતાં જીવ કચવાય
કહુ પણુ મન પાત્રુ ફરી નયરાત્રની. ૧.
ચીત્ત ચોરે આવ, નયને લોભાવી,
બહાવરી બનાવી
હૈયે લગાવી, હેતે મીલાવી,
પરસ્પર લજ્યા લુંટાય ભાવે, ભાવે.
છુટું પણુ ના છુટાય,

સખીઓ-વાહરે, વાહરે.

વીજ્યા—છબીલો ના જરી શરમાય,

સખીઓ—વાહરે, વાહરે

વીજ્યા—એ તે સેવા કેમ તજાય.

સખીઓ-એં હેં હેં હેં હેં!

વીજ્યા-સખીઓ.

સાહેલી-જુઓ બા! પેલી આપણી સાહેલીઓ આવે, ચાલો એક રાસડો રમી પછી જઇએ.

ગાયન ૧૮ સું.

વીજ્યા તથા સાહેલીઓ. ગરબો.

( કોઈ પ્રેમી દેવાંશી સંભારણે કારણે ) એ રાહ.

સાચી સતી તેજ જગમાં સાહેલી,

જે પ્રેમે પુજે ભરથાર,
પ્રિતે રીઝાવે ભરથાર, ધરણીમાં ધાર,
તેનો ધન્ય અવતાર. જે પ્રેમે.
પહેરે પટકુળ પ્રેમનાં, જે છે પતીવ્રત ધામના;
વચન કુસુમની માળ, જેથી વધે જગ નામના.

સાખી.

સશીલ ભુષણ ધરી ભામની, રીઝવવો ભરથાર;
લજ્જા આડ કંકુ તણી, તે સ્ત્રી ધન્ય અવતાર.
સાચી સતીની જુવોને કસોટી,
જીવ જાતાં શીયળ નવ ત્રોડે;
લાલચનાં લપટાતી ન જરીએ,
લાલચને મારતી જોડે.
શીયળ રત્ન સાચવવાને કાજે,
સામે લઢીને કરે પ્રાણ ત્યાજે,
તોપણુ ડરે ન લગાર તેને સાચી સતી જાણો.

સાખી.

અહલ્યા, તારા, દ્રૌપતી, જુવો સતીનાં ચીત્ર;
નામ દેતાં દુઃખ જાય છે, પાપી બને પવિત્ર.
પતીવ્રત તજી બને કુલટા જે નાર,
ફટ ફટ કુલટા તેનો ધીક્ક અવતાર;
કુળ એક તારે ધરી શીર ધર ભાર,
પતી રીઝાવે પ્રેમે તેનો ધન્ય અવતાર. સાચી.

પહાડસીંહ—તમે કોઇ બીહીતાં ના.

સાહેલીઓ—રાજા ! રાજા !

પહાડસીંહ—તમે કોણ છો !

સાહેલીઓ—અમે સેનાધીપતીની પુત્રી વીજયાની સાહેલીઓ છીએ.

પહાડસીંહ—લીલાદેવી સેનાપતીની પુત્રી ! બહુ શાણી અને ગંભીર છે, મેં તેને નાનપણમાં જોએલી.

વીજયા—પણ મેં તો તમને આજેજ જોયા.

પહાડસીંહ—તે ત્યારે મારા પ્રથમ દર્શનનો લાભ; આ હાર ઇનામ.

વીજ્યા—વડીલના હુકમ સીવાય પરપુરૂષનું ઇનામ [illegible]તાથી ના લેવાય.

પહાડસીંહ—ઇનામનું અપમાન ! કારણ ?

વીજ્યા—કહ્યું તેજ. ( જાય છે.)

પહાડસીંહ—શી મગજની ધુમ; હજુ આ પહાડસીંહના સપાટાના ઝપાટા નહી જોયા હોય; જગમલ ઓ જગમલ સેનાધીપતીની પુત્રીએ મારૂ અપમાન કર્યું.

ગડબડસીંહ—( પહાડસીંહ અને જગમલ શા વીચારમાં છે ? )

પહાડસીંહ—તેના મગજની ખુમારી તો ઉતારવી; તાતજીને ગળે નખ દઇને મારી નાંખ્યા.

જગમલ—હા ! તાતજીને.

પહાડસીંહ—જગમલ, સેનાધીપતીને ત્યાં જા, અને કહે કે તમને રાજા, અને રાણીજી વીજીયાને તેડાવે છે.

જગમલ—સેનાધીપતીને શું કરવા તેડાવો છો ?

પહાડસીંહ—વીજીયાનું માગુ કરવા.

જગમલ—સેનાધીપતી ના પાડશે તો ?

પહાડસીંહ—તેમને બુઢ્ઢા બાવાજી પાસે પોહોંચાડવા, અને રાણીજી વીજીયાને આપણા વીલાસ ભુવનમાં શીવલી પાસે મુકી આવજે. (જાય છે)

ગડબડસીંહ—ગળા ઉપરનો નખનો ખુલાસો થયો; બીચારા ભોળા સેનાધીપતીને ફસાવશે. જેનાથી મેં આજદીન સુધી એશઆરામ ભોગવી છે તેની માઠી દશાનું પરીણામ હું જોઇ શકીશ ? ના, ના, નીમકહલાલીનું લોહી આ રજપુતના ખોળીયામાં નસે નસે ફરે છે, ત્યાં સુધી તો કાંઇ બનનારજ નથી. બન્નેના બચાવ માટે મને પણ મેહેલમાં ચુપચુપ જવા દે.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ-પહાડસીંનું જનાનખાનું.

### પાત્રો—રાણી, દાસી, પહાડસીંહ, સેનાધીપતી, ગડબડસીંહ, જગમલ તાથા સીપાઈઓ.

રાણી—દાશી, સેનાધીપતીને તેડવા ગઇ હતી કે ?

**દાશી**—હા બાઈ સાહેબ, હમણાં તે આવવમાંજ હશે.

**રાણી**—ત્યારે તું તેમને તેડી લાવ્ય, હું પાછલા ઓરડામાં જાઉં છું.

**દાશી**—વારૂ બા. **રાણી**—ત્યાં સુધી તું અહીંયાંજ રહેજે.

**દાશી**—વારૂ બા.

**દાશી**—રાણીબા મને અહીંયાં એકલી મુકીને ગયાં, પણ મને તો બીક લાગે છે કે આમથી ખાશે કે આમથી. પાછલું કમાડ કોણ ખખડાવે છે ? નારે ના, એ તો વાયરાથી એમ થતું હશે; વળી પાછું કોણે ખખડાવ્યું ! નક્કી કોઇ માણસજ હશે; લાવ ઉઘાડી તો જોઉં. ( ઉઘાડે છે ગડબડસીંહ આવે છે. )

**ગડબડસીંહ**—બોલ એકજ બોલ, સેનાધીપતી આવવાના છે કે અહીંઆંજ કે ? કેમ બોલતી નથી!

**દાશી**—એકજ બોલ તે પણ મોતની બીકથી.

**ગડબડસીંહ**—હા, એકજ બોલ હા કે ના !

**દાશી**—હા. **ગડબડસીંહ**—તેડાવવાનું કારણ ?

**દાશી**—ના. **ગડબડસીંહ**—મને સંતાડ ?

**દાશી**—તમને અહીંઆં સંતાડું તે શી રીતે બને !

**ગડબડસીંહ**-તે શી રીતે બને? લે આ ખંજર પસંદ કર, કે આ મોહોરોની કોથળી, એમાંથી એક પસંદ કર ને મને સંતાડ

**દાશી**—(છે તો કોઇ ઉમરાવ લાવ્ય ત્યારે) તમે અહીંયાં ભરાઇ જાઓ; રાણીજી તથા પહાડસીંહ વાત કરતાં આવે છે લાવ્ય હું પણ સંતાઇ જાઉં. (સંતાઇ જાય છે)

**પહાડસીંહ-રાણી.** ગાયન ૧૯ મું.

( મનહરણી મધુરી નાર ) એ રાહ.

**પહાડસીંહ**—સુખકરણી છો મુજ નાર, વાહ વાહ પ્યાર
તુજ ઉપર જાઉં બલીહાર,
પતીને છે સાચી સાહુકાર.

**રાણી**—દેવ દર્શન નહી સતી ધર્મ,
જપ તપનું નહી કર્મ;
પતી આજ્ઞા ઉઠાવવી પર્મ.

**પહાડસીંહ**—વાહ રાણી સતી દેદાર, ધન્ય અવતાર;
આ ભવ સુધરેલો મારો.
જેથી મળ્યો સંગ તમારો,
પુરો જાણે પતીવ્રત ધારો;

**રાણી**—તેથી રીઝે કીરતાર.

**પહાડસીંહ**—ધન્ય.

**પહાડસીંહ**—પતીના વચનને આધીન રહેનારી પ્રેમદા કોઇ વીરલાનેજ મળે.

**રાણી**—સ્વામીનાથ સ્રીનો મોટામાં મોટો ધર્મ શું ? નાહાવું, ધોવું, શેવા, પુજા, દેવ, દર્શન, જપ, તપ. ના ના, સ્રીનો મોટામાં મોટો ધર્મ પતીની શેવા એજ; પણ સ્વામીનાથ ! સેનાધીપતીને અહીંયાં તેડાવ્યા છે તેનું કારણ ?

**પહાડસીંહ**—મારા ધારવા પ્રમાણે તમારા કાંક કાંક કળ્યા-માં આવ્યું છે.

**રાણી**—મારી સમજણ પ્રમાણે ગંભીર રાજકાજ માટે હશે.

**પહાડસીંહ**—હા, મારા રાજને નીશકલંક કરવા.

**રાણી**—એટલે ?

**પહાડસીંહ**—સેનાધીપતીની પુત્રી વીજ્યા સાથે પરણી, મારા રાજ્યને મજબુત કરવા.

**રાણી**—સેનાધીપતી કદી ના પાડશે તો ?

**પહાડસીંહ**—તેમને બુઢ્ઢા બાવાજી પાસે પહોંચાડવા

**રાણી**—શું ખુન ! વૃદ્ધ સેનાધીપતીનું ઘાતકી ખુન ?

**પહાડસીંહ**—ના, સુખનું મોહોત, દુધમાં ઝેર, તમારાજ હાથે.

**રાણી**—તે મારાથી કદાપી નહી બને.

**પહાડસીંહ**—બનાવવુંજ પડશે; મારો હુકમ છે, ને મારો હુકમ પાળવો તે તમારી ફરજ છે.

**રાણી**—મારી પેહેલી ફરજ નીરદોશને બચાવવાની, ને તમારા જેવા ઘાતકી પતીનો હુકમ માનવા કરતાં દયાળુ જગતપતીનો હુકમ માનવો તે લાખ દરજ્જે બેહેતર છે

**પહાડસીંહ**—પેલું વચન યાદ છે ?

**રાણી**—હા, પણ જનતમત પેહેલાં પ્રાણી માત્ર ઉપર દયા રાખવાનું પરમાત્માને આપેલું વચન પહેલું પળાશે.

**પહાડસીંહ**—આ તલવાર જોઇ છે ? રાણી તારા ટુકડે ટુકડા કરી નાંખીશ.

**રાણી**—સ્રી ઉપર તલવાર આવા રાજપુત્ર વગર કોણ ઉપાડે, કોઇ ન્યાઇ રાજપુત્ર પાસે તલવાર વાપરતાં શીખી આવો; તલવાર

જ શાદ કર્યા છે? હૈયાની કાળાશથી કાળીમેશ પડી ગઈ છે.

**પહાડસીંહ**—રાણી તારાં મર્માંક મેહેણાં બંધકર, હું તને ખુંદી નાંખીશ.

**રાણી**—ખુંદી નાંખશો? **પહાડસીંહ**—હા.

**રાણી**—તો મારા લોહીનાં લાખો ટીપાં, એ મેહેણાં આ તમારા મોંઢે મારશે સમજ્યા?

**પહાડસીંહ**—રાણી તારી જીભ બંધ કર, તારૂં આવીજ બન્યું છે, તારી દશાજ ફરી છે.

**રાણી**—આવી બને તમારા જેવા પાપીઓનું, કે જેને દુનીયાથી બીહીવાનું હોય; સાચા ઉપર હમેશાં પ્રભુ સહાયજ છે.

**પહાડસીંહ**—રાણી હું તારૂં લોહી પીશ,

**રાણી**—સેનાધીપતીનું લોહી પીતાં ના ધરાયા કે પાછું બીનું લોહી પીવા ધાર્યું છે; એક ડગલું આગળ તો ભરો?

**પહાડસીંહ**—લે ત્યારે, ( તલવાર ભાગી જાય છે ) હું! તલવારના કકડા થયા, ચાલ્ય બીજી તલવાર લઇ આવું. (જાયછે)

( ગડબડસીંહ આવે છે )

**રાણી**—તમે કોણ?

**ગડબડસીંહ**—તમારો ધર્મનો ભાઇ.

**રાણી**—કોણ ગડબડસીંહ!

**ગડબડસીંહ**—હા, ચાલો.

**રાણી**—પણ સેનાધીપતીનું ?

**ગડબડસીંહ**—હું હાલજ જાવું છું.

**રાણી**—ભલે માણસને આકીન ન હોય પણ સાચાને પ્રભુ આમજ સાહાય કરે છે, ને અંતે ધર્મે જય અને પાપે ક્ષયજ છે.

( જાય છે. )

( સીપાઇઓ તથા પહાડસીંહ આવે છે. )

**પહાડસીંહ**—ઠાર કરો પેલી કુલટાને; પણ કયાં ભરાઇ ગઇ?

**સીપાઇ**—ખાધો સાહેબ! એ કામ મારાથી નહીં બને.

**પહાડસીંહ**—તમારા જેવા નામરદાથી શું થવાનું છે, લાવો તલવાર. ( રાણી બદલ દાશીને ઠાર કરે છે ) આ લાસને ગુપચુપ દરીયામાં ફેંકી દો.

**સીપાઇ**—એ મારૂં કામ સાહેબ.

**બીજો સીપાઈ**—(આવીને) સેનાધીપતી બહાર ઉભા છે.

**પહાડસીંહ**—અંદર આવવા દે.

**સેનાધીપતી**—મને અહીંયાં તેડવાનું કારણ ?

**પહાડસીંહ**—આણંદથી ભેટવા અને એક વાત પુછવા.

**સેનાધીપતી**—શી વાત ?

**પહાડસીંહ**—તમે મારી નીંદા કરવાનું છોડી દ્યો, કારણકે રાજાની નીંદા થાય, તે આપણ બધાને નીચું જોવડાવે; પેહેલાં હું રાજકુંવર હતો, ત્યારે ઠીક હતું, પણ હવે તો હું જુદો છું.

**સેનાધીપતી**—હું કહું તેમ કરવાની પ્રતીજ્ઞા લ્યો.

**પહાડસીંહ**—શી વાત ?

**સેનાધીપતી**—પરસ્ત્રીને મા બેન ગણવી, ને ખાસ કરી ચંદ્રવદનીનો પણ સંગ ના રાખવો.

**પહાડસીંહ**—પરસ્ત્રીને મા બેન ગણવાની પ્રતીજ્ઞા છે. પણ ચંદ્રવદની તો ચંદ્રમાથી ઝરતું અમૃત છે.

**સેનાધીપતી**—પણ જાત વેસ્યાનીને;

**પહાડસીંહ**—પણ વેસ્યા સદ્‌ગુણી ના થઇ શકે ?

**સેનાધીપતી**—કાગડી ધોળી થાય ત્યારે.

**પહાડસીંહ**—લોકો કહે છે કે વીષ્ટામાંથી પણ સોનુ સંઘરી લેવું. ઝેરમાંથી પણ અમૃત કાહાડી લેવું, તે ખોટું કે ?

**સેનાધીપતી**—સોમલના વાડકામાં અમૃત પડયું હોય તે કાંઇ પીવાય છે ?

**પહાડસીંહ**—ચંદ્રવદનીને તમે સોમલનો વાડકો કહો છો, તે તો સોનાના પાત્રમાં અમૃત છે. સંસારમાં સુખ શું ? એક સંપત્તી, ને બીજી સુંદરી; જો નાટયારંગ મુકી દઇએ, તો ભવ હારી ગયા જેવું થાય.

**સેનાધીપતી**—નાટયારંગ ભલે અનુભવ્ય, તેનું કાંઇ નથી, પણ અમૃતપાન સાથે; વીશય વિષપાન. સાથે નહી; લ્યો પ્રતીજ્ઞા.

**પહાડસીંહ**—પ્રતીજ્ઞા લઉ, પણ મારી એક માગણી છે

**સેનાધીપતીજી**—શી વાત ?

**પાહાડસીંહ**—તમારી પુત્રી વીજીઆ—

**સેનાધીપતી**—ખબરદાર ! આગળ એકપણ શબ્દ બોલ્યો તો; હંસણી કાગડાની કોટે હોયજ નહી.

**પહાડસીંહ**—કેટલી વાર ?

**સેનાધીપતી**—સત્તરવાર.

**પહાડસીંહ**—વીચારીને બોલો, ફસાઇ પડશો.

**સેનાધીપતી**—જોઇ લઇશું.

**પાહાડસીંહ**—જગમલ બેડી અને પાડ.

**જગમલ**—તે તો આમ.

( સેનાધીપતીને કેદ કરે છે. )

**સેનાધીપતી**—દગો !

**પાહાડસીંહ**—ચતુરાઇએ જય કેમ જગમલ.

**જગમલ**—જી હા. ( જાય છે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—પહાડસીંહનું વીલાસભુવન.

**પાત્રોવીજીઆ, શીવલી, પહાડસીંહ તથા ગડબડસીંહ.**

**શીવલી**—વીજીઆ બેહેન આવો આવો જમાનો દહાડે દાહાડે ખોટો આવ્યો, જુવાનીઆઓ આંશાઆંને આશામાં ટપોટપ મરી જાય છે.

**વીજીઆ**—જો બેહેન જમાનો તો તેનો તેજ છે. પણ તમારી પૈસાદાર જુવાની આવે, તથા તેમના હૈયાફુટા આશકોના ઘોર પાપથી આર્ય ભુમીની આવી દશા થઇ છે. નવા નવા રોગો શાથી થાય છે, વરસાદ કેમ વરસતો નથી, અસારે સંસાર શાથી થાય છે. તમારા જેવી પૈસાદાર જુવતીઓ, અને તેમના હૈયાફુટા આસકોના ઘોર પાપથીજ.

**શીવલી**—ત્યારે મહારાજો એકાંતમાં રંગરંગ ભોગવવાનું કહેછે, અને દેવાઓ ધુણી મરમમાં સંસાર સુખ ભોગવવાનું કહે છે, તે ખોટું કે ?

**વીજીઆ**—જે માહારાજો અનાચાર કરવાનો ઉપદેશ દે છે, તે મહારાજ કે દેવી, અને તે ધર્મ ઉપર હું થુંકુ છું, અને ડાહ્યો પુરૂષ થુંકશે.

**શીવલી**—આટલાં બધાં ધર્મમાં ગયાં છો, ત્યારે સંસારમાં શું કરવા રહ્યાં છો ?

**વીજીઆ**—ચુપ કમજાત, મારા મોઢે વધારે ના બોલ.

**શીવલી**—શું હું કમજાત ? જો કમજાતનું પુછતાં હો, તો મારી બેહેનપણીઓ બહુ ઉત્તમ કુળની છે, ને મારા કરતાં એક નંબરે ચઢે તેવી છે.

**વીજીયા**—જા તારૂં કાળું કર્યું, મારે મોઢે એવી વાત બોલતી નહી, શંખણી.

**શીવલી**—ત્યારે અમે તો તમારા હીસાબમાંજ નહી કે ?

**વીજીયા**—તમે જો હીસાબમાં ન હોત, તો આર્ય ભુમીની આવી દશા થાતજ નહી તમારા હીસાબનું તો મોટું અંકગણીત થયું છે, ને તે અંકગણીતના દાખલાઓ, આજના જુવાનીઆઓ ઝડપથી શીખે છે અને પોતાના બાપદાદાની સાતે પેઢીની આબરૂના કાંકરા કરી નાંખે છે; ધન્ય છે તે સ્ત્રીને, અને ધન્ય છે તે પુરૂષને, કે આ જમાનામાં એક આકીને રહી પોતાનો સંસાર સુધારે.

**શીવલી**—જરા મારૂં પણ સાંભળો !

**શીવલી**— **ગાયન ૨૦.**

(વીપરીત વાત જગતથી તું તો ) એ રાહ.

મન માન્યા મોહનની સંગે, રંગેથી રહેવું;
પેટે પાળી, નજરે ભાળી, તે સુખ કેમ સ્હેવાય,
હરવું, ફરવું, છેલો સાથે, મોજ વીવીધ લેવાય; મ.
પોપટ પેઠે પાળી પુરૂષો, જોબન સુખ દેવું,
ખાવું પીવું તેજ બાપનું, સાથે ન કાંઈ લેવું; મ.
વીજીઆ—એમ નહી પણ શંખણી સાંભળ ?

**વીજીયા**— **ગાયન ૨૧.**

ધન્ય ધન્ય તે સાચી સતી, જે પતી સંગે રહેતી;
સીંહણ કદાપી ભુખી રહે, પણ ચારો નહીં ખાતી;
તેમ સતીની નજર પતીમાં, બીજે નહીં જાતી; ધ.
હંસણી ના ચુકે કદીએ, મોતીનો ચારો,
તેમ સતીને પતી શેવથી, સાફલ્ય જનમારો; ધ.

**શીવલી**—હું તારો ઘાટ ઘડું છું.

**વીજીયા**—કહે મને અહીંયાં લાવ્યું કોણ ?

( પહાડસીંહ આવે છે )

**પહાડસીંહ**—લાવ્યું કોણ ? હું પોત.

**વીજીઆ**—કોણ પહાડસીંહ કુમાર ?

**પહાડસીંહ**—ક્યાં જાય છે ?

**વીજીઆ**—મારે ઘેર.

**પહાડસીંહ**—તારૂં ઘર મારી હથેળીમાં છે.

**વીજીઆ**—મને જવાદો, એવી માગણી કરૂં છું.

**પહાડસીંહ**—હું તને ચાહુ છું, સેનાધીપતીની પુત્રી છું, તેથી આટલી સભ્યતા વાપરૂં છું; જવાની વાત કોરે મુક્ય, ને હું કહું તે બે બોલનો જવાબ આપ્ય, તને સુખ પસંદ છે કે દુ:ખ ?

**વીજીઆ**—બંન્ને સમાન.

**પહાડસીંહ**—બરાબર જવાબ આપ.

**વીજીઆ**—ત્યારે કાંઈ પણ નહી, મારી ટુંકી બાબતનો વીચાર કરશો ?

**પહાડસીંહ**—શી વારૂ ?

**વીજીઆ**—જુવાની એ ચાલી કે જવામાં. જવાનીની મસ્તાઇ ભવ બગાડે છે.

**પહાડસીંહ**—ઉપદેશ રેહેવા દે, મારે ઉતાવળ છે.

**વીજીઆ**—છેકજ હદપાર જશો ?

**પહાડસીંહ**—તે તારે સમજવું છે ?

**વીજીઆ**—નજ સમજે, પથ્થર ઉપર પાણી; કોયલા સો મણ સાબુ લગાડે, ઉજળા થતા હશે ? લીંબડા સો મણ સાકરમાં ઉકાળે, મીઠા થતા હશે ? ગધેડા સોમણ સોને મઢે, ઘોડા થતા હશે ? તેમજ આ વ્યભીચાર ભાવથી કાળો થયેલો કાગડો, ઉપદેશ મહાસાગરના અથાગ જળથી નવરાવે ઉજળો થતો હશે ? નજ થાય, પથ્થર ઉપર પાણી, કુતરા ચાલ્યોજા, નહીતો ચગદાઇ જઇશ.

**પહાડસીંહ**—કોમળ બાળા ! આટલું ઉતાવળું બોલતાં તમારા કોમળ મગજને તસ્દી પડી હશે, તમારી બોલવાની છટા ઓરજ.

**વીજીઆ**—આવાં ગંધાતાં વચન બોલતા ના; એક કુતરો, આ ધર્મચુસ્ત હાથણીને ભડકાવા આવ્યો છે; એક કપટી કાચંડો, મણ ધારણ કરતી નાગણને ડરાવા આવ્યો છે; એક દેડકો, પતીવ્રત ધારણ કરતી સીંહણને ડરાવા આવ્યો છે; નીહાળી તો જુવો આ કામણગારા કુતરાનું ભસવું ! નીહાળી તો જુવો આ કપટી કાચંડાનાં નેણ ! નીહાળી તો જુવો આ કામણગારા દેડકાની દોડાદોડ !

પહાડસીંહ—આવા ઉપદેશના બદલામાં પ્રેમનો ચાંદ આપું તે તું સ્વીકારી લે.

વીજીઆ—બસ કરો, આવું બોલતાના.

પહાડસીંહ—કમબખ્ત ચુપ.

વીજીઆ—દ્રૌપદીનાં ચીર પુરનાર કૃષ્ણ મહારાજની મને હામ છે, ભગતોની ભીડ ભાગનાર ભગવતનો મને ભરૂસો છે.

પહાડસીંહ—જોઉ છું, કીયો ભગવત તાહારી ભીડ ભાગે છે.

વીજીઆ—તું શું કરીશ ?

પહાડસીંહ—બળાત્કારે તારૂં શીયળ ભંગ કરીશ.

વીજીઆ—શીયળ ભંગ કરીશ !

પહાડસીંહ—હા.

વીજીઆ—આર્ય મહીલાઓનાં શીયળનો ભંગ તે તો સાપના દરમાં હાથ ઘાલવા જેવું છે; ભરતખંડની ભામીનીઓનાં શીયળનો ભંગ કરતાં, કેયાકીચકના સો ભાઇઓ આગમાં હોમાયા; રાવણ જેવાનાં દસ માંથાં રણમાં રખડયાં; ને હજારો ગુજપર હાથ નાંખતા છટકેલ છીનાળવાઓ, મગતરાની પેઠે મસળાઈ ગયા; શીયળ તે તો ભરતખંડની ડાળે લટકેલું મધ છે, જરા છેડી તો જો ! જરા હલાવી તો જો ! હજારો ભમરા તે ચમત્કારી મધનું રક્ષણ કરવા કુદી પડશે.

પહાડસીંહ—કમબખ્ત ચુપ. મરણ કે શરણ માગી લે, શરણે આવીશ તો સાહ્યબી પામીશ. ને મરણ પામીશ તો ખાસડેમારી જઇશ. જવાબ !

વીજીઆ—જવાબમાં શરણે આવી શીયળભંગ કરવા કરતાં, હું રજપુતાણી મરણ વધારે ચાહું છું.

પહાડસીંહ—લે ત્યારે. ( મારવા જાય છે ત્યાં ભુતરૂપે ગડબડસીંહને જોઇ ) ભુત ! ખાધો બાપ નાસવા દે.

વીજીઆ—ભુત !

ગડબડસીંહ—અદ્દભુત.

વીજીઆ—કોણ ગડબડસીંહ !

ગડબડસીંહ—હા ચાલો તમારી સાહેલીઓ બહાર વાટ જોઈ ઉભી રહી છે.

વીજીઆ—હા ચાલો. સત્યને પ્રભુ આમજ સાહાય કરે છે.

( બંને જાય છે. )

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—રસ્તો.

**પાત્રો—વીજીઆ, સાહેલીઓ તથા ગડબડસીંહ.**

**સાહેલી**—આ બાપાજીને કેદ કરી લઈ ગયા ને સવારમાં મારી નાંખવાનો હુકમ કર્યો છે.

**ગડબડસીંહ**—હું હાલજ જાઉં છું, અંતે ધર્મે જય અને પાપે ક્ષયજ થશે.

**ગાયન ૨૩.**

**વીજીઆ—ગડબડસીંહ—**

( પર દુઃખ માંહી ભાગીઆ ) એ રાહ.

**વીજીઆ**—પર ઉપકારી પેખીઆ, રણધીર તમને દેખીઆ;

સાખી પર

**ગડબડસીંહ**—માલીક બાજ બચાવવી, તે નોકરનો ધર્મ,

ફરજે બજાવી મારી મેં, નથી કર્યું અન્ય કર્મ;

**વીજીઆ**—શાણા શુરવીર રાજવી. ની જાશે રાત,

ભક્ત વત્સલ પીતાતણા, લેશે પ્રાણ પ્રભાત;

**ગડબડસીંહ**—વેરણ વીવાતા ગુલમ્યા, પણ નવરાખો ખાંચ

સત્ય સદા તરતુ રહે, ન આવે ઉની આંચ;

**વીજીઆ**—પ્રભુજી ભક્ત વારે ચઢજો,

દીન બાળ અરજી ઉર ધરજ્યો,

જાવો જાવો જઇ વીજય કરજો,

પીતા સંગે વેહેલા ફરજ્યો,

સચુસંગી, છો અંગી, નહી અન્ય. પર

**ગડબડસીંહ**—ચાલો તમને ઘેર મુકી જાઉંછું. ( જાય છે. )

———:o:———

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—મશાણમાં ફાંસીનો સીન.

**પાત્રો—સેનાધીપતી, જગમલ, ગડબડસીંહ તથા બીજા સીપાઇઓ તથા ભુતો વીગેરે.**

**જગમલ**—અમને ફસાવવામાં તુંજ હતો કે ! એતો ઠીક હતું કે પહાડસીંહકુમારનું કામ કર્યું હતું, નહી તો તું શું ન કરે !

**સેનાધીપતી**—ભાઈ જગમલ ખેર હું તો મરીશ, પણ મારી વહાલી દીકરી વીજીઆને ખબર નહી પડે તે તું કહીશ ?

**જગમલ**—ઠીક, ચાલ્ય ઉતાવળ કર, પરમાત્માનું ભજન કરી લે; ( સીપાઈઓ તરફ જોઈને ) હું તાળી પાડું એટલે ઘા કરજો.

**સેનાધીપતી**—હે પરમકૃપાળુ પરમેશ્વર આ પામર પ્રાણીની પ્રાર્થના તાકીદથી સાંભળ.

**સેનાધીપતી**— **ગાયન ૨૩ મું.**

મન સમર સમર તું રામ નામ,
જેથી મળે મોક્ષ થાય જીવ કામ. મન.
પામર જીવ શું માયામાં રઝળે,
શાને કરે મોહ મદીરા પાન. મન.
વૃદ્ધ વયે આ ખોળીયુ પડશે,
અંતે સ્મર્યે એક રામ ધ્યાન. મન.

જગમલ—માની જા, માની જા, માની જા, રાજાજીની ચતુરાઈનો જય છે, રાજાજીનો.

**સેનાધીપતી**—પાપી પાયમાલ થશે, સદા ધર્મનોજ જય થશે.

જગમલ—ના ! કદી નહી. ( ગડબડસીંહ તથા બીજા ભુતોરૂપે આવે છે તે જોઈ ) બાપો બાપ ભુત ! ( નાસી જાય છે )

**સેનાધીપતી**—આ પામર પ્રાણીની વારે આવનાર તમો કોણ છો ?

ગડબડસીંહ—તમારો દાસ ગડબડસીંહ.

**સેનાધીપતી**—પણ મારી વહાલી પુત્રી વીજીઆ ?

ગડબડસીંહ—તે સુખરૂપ મેહેલમાં છે, ને તમારી ફીકર કરે છે.

**સેનાધીપતી**—ચાલો, અંતે ધર્મે જય અને પાપે ક્ષયજ છે.

( જોય છે. )

**પ્રથમ અંક સમાપ્ત.**

# અંક બીજો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રેવાજી કીનારે.

પાત્રો—જોગીઓ, રાણી, વાણીઓ, ઘાંચી, સીપાઇ વીગેરે

**જોગીઓ**— ગાયન ૨૪ મું.

રેવાજીકે ઘાટપે, ભઈ સંતનકી ભીડ;
તુલસીદાસ ચંદન ઘસે, તીલક કરે રઘુવીર.
રામ રામ સીતારામ, રામ રામ સીતારામ.
રામ રામ સીતારામ રામ—
રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત;
જેસી જીનકી ચાકરી, વેસા વાકુ દેત.
રામ રામ સીતારામ, રામ રામ સીતારામ.
રામ રામ સીતારામ રામ—

**રાણી**—મારા તપના દીવશ પુરા થવાથી, લ્યો જોગીરાજ હું આ ઘરેણાંનો ડબ્બો તમને દક્ષણામાં આપુ છું.

**જોગીઓ**—આશીરવાદ, આશીરવાદ, કેસી ભલી બાઇ! (જાય છે)

**વાણીઓ**—અલ્યા ઘરેણાંનો ડબ્બો! **ઘાંચી**—ચુપ.

**સાધુ**—તમે કોણ છો?

**ઘાંચી**—આ દુર દેશાવરના શેઠ છે, ઘેર બહુ પૈસો છે, છપ્પન ઉપર ભુંગળ વાગે છે, પણ ઘરનાં કમાડ વાસવા ગયા, ત્યારે ગીલોડીની પુંછડી કપાઇ ગઇ, એટલે પાપમાં આવી ગયા. શેઠે વીચાર કર્યો કે રેવાજીનાં દર્શન કરીને સવામણ સોનાની મુર્તી કોઇ મહાત્માને આપી દેવી; દર્શન તો કર્યાં, ને સાધુસંત શોધતા હતા, એટલામાં તમેજ નજરે ચઢી ગયા; હજુ સુધી ગુમાસ્તો કેમ આવ્યો!

**જોગી**—મેરા ગુરૂ જન્મસે બ્રહ્મચારી હે, મેં પુછ દેખું. (જોગી તરફ જોઈ) કેમ ગુરૂ મહારાજ!

**ગુરૂ**.—અચ્છા, શેઠ બડા સંતપુરૂષ હેં લેઇંગે.

**વાણીઓ**—હજુ ગુમાસ્તો કેમ ના આવ્યો!

**ઘાંચી**—તેતો સવામણ સોનાના ભારથી બેવડો વળી ગયો હશે.

**જોગી**—ગુરૂજી ચાલો નાહી લઇએ. ( ઝોળીઓ મુકી નાહાવા જાય છે )

**ઘાંચી**—શેઠ ઉઓ લેઈ પસાર થઇ જાઓ ને તેની જગ્યાએ પાઘડીને વીંટી મુકતા જાઓ ને સોર બકોર કરતા સીપાઇને તેડી લાવો.

**વાણીઓ**,—ચાર પૈશા કરીને તેડી લાવુંછું. ( જાય છે ને તેડી લાવે છે )

**વાણીઓ**—હાય મારી પાઘડીને વીંટી ગઇરે, ભોગ લાગ્યા તે અહીંઆં મુકી નાહાવા પડ્યા.

**સીપાઈ**—શેઠ ક્યાં મૂકી હતી ?

**વાણીઓ**—અહીંઅ મુકી હતી, ને આ બાવે પણ પાસે હતા.

**ઘાંચી**—જુવો સીપાઈ મારી પાસે કાંઇ છે ? (જડતી આપે છે ) અને બીજા પેલા સાધુ હતા.

**ગુરૂ**—સોના મીલકે સવામણ તેમાંથી આધામણ તેરા ને પોણોમણ મેરા.

**સાધુ**—નહી ! આધામણ તેરા ઓર પોણોમણ મેરા.

**ગુરૂ**—આધા આધા બાંટ લેઇંગે.

**ઘાંચી**—મારા બેટા આધા આધા બાંટનેકી બાત કરતા હૈ.

**સીપાઇ**—સાધુ તુમેરાં કપડાં કીદર હે ?

**વાણીઓ**—આ એમની ઝોળી, ને બીજી ઝોળીમાં પાઘડી ને વીંટી.

**સીપાઇ**—પાઘડી તુમ લ્યો, ઓર ! વીંટી હમારી પાસ રખને દો.

**વાણીઓ**—વીંટી !

**ઘાંચી**—વીંટી બહુ સારી છે

**સીપાઇ**—( સાધુઓને ) ચાલો તમે ચોકી ઉપર.

**ઘાંચી—વાણીઓ**—આમને લઇ જાઓ, અમારે દક્ષણા સંબંધી વીચાર કરવાનો છે. ( બેઉ જાય છે. )

**ગુરૂ**—ડેર ભાઇ ડેર, આ ઝોળીમેં ભાર કયું કમતી લગતા હે !

**સાધુ**—દેખ ભાઇ દેખ.

**ગુરૂ**—મેરા ઘરાણાક ડબા !

**શીપાઈ**—ક્યા દેખતા હૈ ?

ગુરૂ—અબ દેખે ક્યા તુંમ હમારા ચોર.

**શીપાઇ**—પેલો વાણીઓ ચાર પૈશા કરી લાવ્યો હતો; હરામજાદેને પૈસાભી ના દીયા, ઔર વીટીભી ઘાંચી લેગયા.

( ત્રણે જાય છે બાદ વાણીઓ તથા ઘાંચી આવે છે )

**વાંણીઓ-ઘાંચી-જોગીઓ. ગાયન ૨૫**

( જોજો કૌતક જગનું. ) એ રાહ

**ઘાંચા**—જો જો મુડીઆ ભારી. ( ૨ )

**વાંણીઓ**—લીધી સાધુની મારી;

**ઘાંચી**- જો જો.

સાચી કહું વાંણી, ધાતુ સોનાની ઘાણી,

**વાંણીઓ**—પૈસાદારની નીશાની;

**ઘાંચી**- જો જો.

**વાંણીઓ**—ગાદી ઉપર બેશી; શેઠીયા તો બંદા થાય, દસ વીસ ગુમાસ્તાઓ, નકી ચોકારે જાય,

**ઘાંચી**—વાહરેવાહ, વાહરેવાહ, વાહરેવાહ, વાહરેવાહ જો જો.

**જમાદાર**—પકડો એ પાપી પેલા.

**ઘાંચી**- અરે આ જમાદાર

**વાંણીઓ**—હુંછું અમલદાર, પકડો પાપી આવાર;

**જોગીઓ**—જાય જાય, મુડી અમારી જાય;

**ઘાંચી**- જો જો મુડી આ ભારી ( જાય છે )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ-સેનાધીપતીનું ઘર.

**પાત્ર—વીજીઆ, સખી, સેનાધીપતી તથા ગડબડસીંહ**

**ગાયન ૨૬**

**વીજીઆ**—સખી, ( જાઓજીજાઓ કીસનાદાનકુ ) એ રાહ

**વીજીઆ**-રંગનો રશીઓ, મુજમન વશીઓ,

મુર્તી મોહન ગારી,

કેવી શુરાતન કાંતી, જોતામાં લાગે ભ્રાંતી,

શીછે વાણી નીરાળી, વળી આકૃતી રૂપાળી,

પળનો વિયોગ નાંખે મનને પુરૂ પરજાળી; રંગ;
અંગે નીરાળો, રંગીયાળો, છે પર ઉપકારી,
બાહુબળી છેલો, પ્રેમઘેલો, તે ઉપર વારી
હીમતે બાહાદુર કેવો, બીજો નહી જોયો એવો;
સાચો હરચંદ જેવો, વચનનો મીઠો મેવો,
પરઉપકારી, જો વીચારી,
મે નીહળ્યો એહેની મારી,

**દાસી**—હાલ આવશે પીના ઉગારી;

**વીજીઆ**-રંગ,

**વીજીઆ**—સખી, ગડબડસીંહે મને ને તાતજીને કેવા બચાવી લીધા !

**સાહેલી**—તેનો બદલો શું વાળશો ?

**વીજીઆ**—બદલો વાળવાનો ન્યારો છે.

**સાહેલી**—પણ મુર્ઈ સુરખી, બાપાજીને પુછ્યું છે, જો પેલા તાતજીને સાથે ગડબડસીંહ !

**વીજીઆ**-તાતજી તમે પાછા અહીંઆં કેમ આવ્યા ?

**સેનાધીપતી**-દીકરી તારી ચીંતા.

**વીજીઆ**—તાતજી તમારો જીવ જોખમમાં નંખાય છે.

**સેનાધીપતી**—લાખો રૂપીઆની મીલકત ઠગોના ઘરમાં અનામત રખાય છે, ઉછરેલી ગાયને કસાઇઓ વચ્ચે મુકાય છે.

**વીજીઆ**-તાતજી, કીમતી શીરપેચ, જ્યાં હશે ત્યાં મથેજ બંધાશે. ખીલેલી કળી જ્યાં જ્યાં જશે, ત્યાં ગુણવાનના હાથમાંજ જશે, દેવતાને કોઇ દેવાંક્ષી હાથ અડકાડી શકશે બીજાની શી તાકાત ?

**સેનાધીપતી**-આ કીમતી શીરપેચ જ્યાં સુધી કીમતી ઝવેરીના હાથમાં સોંપાયો નથી, આ ખીલેલી કળી જ્યાં સુધી કોઇ ગુણવાનના હાથમાં સોંપાઈ નથી, આ દેવતાને માઈ દેવાંક્ષીએ હાથ અડકાડયો નથી, દીકરી આ શહેરની અંદર તારી રક્ષા કરે એવું કોઇજ નજરે ચઢતું નથી.

**વીજીઆ**-આ ગડબડસીંહ છેને.

**સેનાધીપતી**—તારી મરજી છે ?

**વીજીઆ**- હા.

**સેનાધીપતી**—ગડબડસીંહ ! તમે અમારી ઉપર એક વધારે ઉપકાર કરવાનું વચન આપો.

**ગડબડસીંહ**—મારા બાપદાદાના કોલથી આપવા બંધાઉ છું, લ્યો આ વચન.

**સેનાધીપતી**—બસ, આંબાને પરોપકાર કરવાનું કહેવું પડતુંજ નથી. ગડબડસીંહ તમારો જમણો હાથ લાવો જો, હું તમારી ભાગ્ય રેખા જોઉં; વીજીઆ તારો હાથ લાવ જો, તારી પણ જશરેખાનું બવીશ બાંધું; ભાગ્યરેખા તો બેની બરોબર છે, પણ જશ રેખા કેમ અધુરી રહી ગઈ છે; તે પુરી કરવાનું કામ પરમેશ્વરે મનેજ બળાવ્યું છે, આ વીર કુમારની જશરેખા મારી ભાગ્યવતી પુત્રીની જશરેખા સાથે જોડી મારો ભાર ઉતારૂ છું. ભલુ અથવા ભુડું કરવું કીરતારને હાથ છે.

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—ચંદ્રવદનીનું ઘર.

**પાત્ર**—ચંદ્રવદની—લીલાદેવી—પાહાડસીંહ—છોડીઓ—ગંભારકુમાર—જયમલ—ગાંડીઓ વીગેરે.

**ચંદ્રવદની**—કેમ દાશી જાણે મને ઉંઘ વધારે ન આવી !

**દાશી**—હા બાઇ સાહેબ, લીલાબા શાળાએ જઇને પણ આવી ગયા.

**ચંદ્રવદની**—લાવો ત્યારે મારો શણગાર સામગ્રી, ને હું શણગાર સજુ ત્યાં સુધી કાંઇ આલાપ શરૂ કરૂં.

**દાશીઓ**—જેવી બાઇ સાહેબની આગ્ના.

( પેટી લાવી આપે છે. )

**ચંદ્રવદની**— **ગાયન ૨૭ મું.**

( સેજમેં તુમે મતવાલો ) એ રાહ.

પલંગપે ડોલ તવાલો,
મોહજાળ મોહે ડાલીરે, નેનું મેં; પલંગ.
રંગરસે ગુલતાન હોકરે
નવીન બનાવું રંગ;

અજબ હોવે સંગ મોહજાળ
સંગસે મચે જંગ તો ભલા,
ક્રેડે સીતળ બન જાઉં;
રંગકા પ્યાલા ઉપરસે પીઉં;
એબી કાતીલ હોઉં; મોહ જાગ, (પાહાડસીંહ આવે છે.)

**ચંદ્રવદની**—કેમ રાજાજી સાહેબ આજે ઘણે દહાડે કયાંથી ભુલા પડયા, ઘર ભુલ્યા કે શેરી !

**પાહાડસીંહ**—હું હાલમાં રાજકાજમાં ઘણોજ ગુંચવાઈ ગયો છું.

**ચંદ્રવદની**—રાજા થઇ ચુકયા તો હવે ચિંતા કોની ?

**પાહાડસીંહ**—રાજા થવાની ચીંતા મટી, ત્યારે રાજ્ય સાચવવાની ચીંતા ઉભી થઇ છે, સેનાધીપતીનું નડતર કાહાડયું, ત્યારે ગંભીરસીંહનું નડતર ઉભુ થયું છે.

**ચંદ્રવદની**—તેજ દર્શન દુર્લભનું કારણ ! હશે તેમાં ગભરાઓછો શું કરવા તેની યુક્તિ હું બતાવું.

**પાહાડસીંહ**—( મોટા ડુંગરને ડોલાવવો તે આને મન એક ભુરો ઉડાવવા જેવું સેહેલ લાગે છે) તે શું વારૂ !

**ચંદ્રવદની**—સાપ ડસ્યો કે મેહેલમાં સુતોજ બાળ્યો જ્યાં જ્યાં રજવાડામાં લાય લાગે છે ને સાપ ડસે છે તે આમને આમ તે શું તમારા જાણવામાં નથી. ?

**પાહાડસીંહ**—એ યુક્તિતો ઠીક બતાવી; જો તું તેને અહીંઆં તેડી લાવે તો આ મેહેલ સર્વે તોપે બાળી મુકીએ, અને તને સુરંગને રસ્તે બચાવા લઇ રાજા ટકરાણું નવું લાવ્યા છે એમ કહી તને જુદા જનાનખાનામાં દાખલ કરી દઇશું; રાણીનું કાસળ પણ એટલા માટેજ કાહાડયું છે.

**ચંદ્રવદની**—વાહાલા મારા માટે કેવી ઉત્તમ ધારણા ! તમે તેને અહીંઆં કોઇ બાહાને મોકલો તો મેહેલમાં દાખલ કરવો મારે.

**પાહાડસીંહ**—શા બાહાને મોકલવો ! હા ઠીક યાદ આવ્યું, લીલાદેવીના બાપનો કાગળતો આવ્યો છે, તેમાં લખે છે કે લીલાદેવીને આબરૂભેર મોકલી ઘો નહી તો લડાઇ કરવા તૈયાર થાઓ; એટલું કહીશું કે લીલાદેવીને તેના બાપ પાસે મોકલવી છે માટે તેને તેડી આવ્ય.

**ચંદ્રવદની**—આ તોપોનું કામ કોઈ ચાલાક વીશ્વાસુને સોંપવું જોઇએ.

**પાહાડસીંહ**—મારી ધ્યાનમાં તો પેલો જગમલ ઠીક આવે છે. પણ તમો ઇશારત કરશો કે તોપો શરૂ કરશે. પણ શી ઇશારત કરશો ?

**ચંદ્રવદની**—તે મેહેલમાં દાખલ થશે કે ત્રણ તાળી પાડીશ તેમ તેને ચેતવજો.

**પાહાડસીંહ**—પણ ત્રણ તાળીની ભુલ ન થાય બરાબર શુદ્ધી રાખજો.

**ચંદ્રવદની**—તેમાં કાંઈ કેહેવું નહી પડે. મોરનાં ઈંડાં કદી ચીતરવાં પડે ?

**પહાડસીંહ**—બહુ સારૂ હવે હું રજા લઇશ (જાયછે)

**લીલાદેવી**—બાઇ સાહેબ નાહીલ્યો ગ્રહણ ત્રુટી જવા આવ્યું.

**ચંદ્રવદની**—વારૂ લીલા તું બાહાર ઉભી રેહેજે.

**લીલાદેવી**—વારૂ (ચંદ્રવદની નાહાવા જાય છે.)

ગાયન ૨૮ મું.

લીલાદેવી— [ કોણ હશે રમણી ] એ રાહ.

રશીકવીણ ના ગમે,
પ્રિતમ પ્યારા રશીક વીણ ન ગમે;
પ્રિતમ પ્યારો, પ્રિતીનો ક્યારો,
સુખ કરનારો, ચીત્ત હરનારો;
અંતર માંહી રમે, પ્રિતમ પ્યારા.

મોહીની મંતર, જાદુનો જંતર,
નીરખે નીરંતર, આ મુજ અંતર;
ચીતડું તેમાં ભમે; પ્રિતમ પ્યારા.
કદી મોહન મળે, પ્રિતે ભેટાડે ગળે,
અંતર વ્યાધી ટળે, પરમ સુખ મળે;
વિયોગ વનહિ સમે, પ્રિતમ પ્યારા.

**ચંદ્રવદની**—લીલા હું તો નાહી રહી ગ્રહણ ત્રુટી ગયું.

**લીલાદેવી**—ત્યારે હું જ બાકી રહી ગઇ છું કે. ( જાય છે.)

**ચંદ્રવદની**—હમણાં એ પીટયો કુમારને મોકલશે, પણ ટયો પહાડસીંહતો ચાર દીવશનો રાજા છે, ઉમરે પોહોચેલો છે,હવે

વહેલોમોડો મરવાનો ને પછી કુમાર રાજા થવાનો, ને મારે પછી રખડતા રહેવાનું; જો ગંભીરકુમાર સાથે કોઈ ખટપટ થાય તો બેડોપાર નહીતો પાહાડસીંહતો છેજ. ઠીક યાદ આવ્યું ! કુમારની ખટપટતો લીલા સાથે છે પણ લીલા મારી દાશી છે, જે બીજ ઉપર મારી મરજી થઈ તેતો સૌને નકામીજ; માટે લીલાને બોલાવી પુછી તો જોઉં. લીલા ઓ લીલા. ?

**લીલાદેવી**—કેમ બાઇસાહેબ.

**ચંદ્રવદની**—ગંભીરકુમારને તું કેવી રીતે ચાહાય છે !

**લીલાદેવી**—શીરસાટે.

**ચંદ્રવદની**—મુઇ મુરખી ભુલી જજે ?

**લીલાદેવી**—કારણ ?

**ચંદ્રવદની**—તારૂં પ્રેમપાત્ર છે ને મારો હુકમ છે.

**ચંદ્રવદની**—તારૂં પ્રેમપાત્ર છે ને મારો હુકમ છે. ને તું મારો હુકમ પાળવા બંધાયેલી છું.

**લીલાદેવી**—પણ કુમાર તમારી સાથે કેવી રીતે વર્તે છે તે તો આપ જાણો છો.

**ચંદ્રવદની**—તે ચાલ હવે હું સુધારીશ, બે હાથની બેડી નાંખીશ, સોનાની કાયા પીંજરામાં પુરી રાખીશ. પ્રેમ પાંજરે રાખીશ. એટલે બરોબર પાળીશ.

**લીલાદેવી**—સોનાની પણ બેડીજ કની, ગમે તેવું પણ પાંજરૂજને, તે પાંજરામાં રાજા પાહાડસીંહ મહાલે છે એટલે બસ છે.

**ચંદ્રવદની**—રાજા પાહાડસીંહ માહાલી માહાલીને ઉમરે પહોંચ્યો

**લીલાદેવી**—ત્યારે તેમની ઉમર તેજ પાંજરામાં પુરી થવા દ્યો.

**ચંદ્રવદની**—તે પાંજરાને પુરાણું પંખી ગમતુ નથી, તે તો ગંભીરકુમાર જેવા જુવાન પંખીની આશા રાખે છે.

**લીલાદેવી**—કદાચ કુમાર સવાલ કરે તો ?

**ચંદ્રવદની**—જવાબ આપવા તૈયાર છું. લેને તુજ જાણે ગંભીરકુમાર.

**લીલાદેવી**—એમ કે ! થવા દયો ત્યારે.

**ચંદ્રવદની**—લીલાદેવી.

### ગાયન ૨૯

( વિચારો પતીમાર ) એ રાહ.

**ચંદ્રવદની**—પધારો પ્રાણપ્યારા (૨)

છો પ્યારા, અમારા પાવનકરી દારા, પધારો.

**લીલાદેવી**—કૃતીમ ભાવ તારા,

વેશ્યાના પ્રેમકયારા, જાણું છું એ દારા

**ચંદ્રવદની**—પધારો પ્રાણપ્યારા.

શણગાર મઝાનહી માણો જીંદગાની ફોકટ જાણો;

**લીલાદેવી**—વિષય વિષ ધારા સમાં વચન તારાં,

કરૂ કેમ પ્યારાં.

**ચંદ્રવદની**—પધારો પ્રાણ પ્યારા.

### સાખી

કાચા છો હજી કુંવરજી નથી સહ્યાં મદનનાં બાણ.
નયન મુરલીએ નારની નાચ્યા નથી ગુણવાન.

**લીલાદેવી**—ખોટી બતાવે ઊપરથી તું પ્રીતી—

હૈયાના ફુટાઓ કરે તુજ પ્રતિતી

**ચંદ્રવદની**—પધારો પ્રાણ પ્યારા.

**લીલાદેવી**—વાહ બા સાહેબ વાહ ! કાંદાને કસ્તુરીનો ચારો કરો પણ કાંદોતે કાંદોજ, વીસ્ટાને કસ્તુરી લગાડો પણ વીસ્ટા તે વીસ્ટાજ, શાહીને ચાંદીના વાસણમાં ઘાલો પણ શાહી તે શાહીજ, ધંતુરાને ચંદનવૃક્ષ જોડે ચેટાડો પણ ધંતુરો તે ધંતુરોજ, ગધેડાને સોનાને લગડે મઢો પણ ગધેડું તે ગધેડુંજ, તેમજ વેશ્યા ગમે તેટલી જાતવાન પાસે બેસે પણ વેશ્યા તે વેશ્યાજ, રાજાને ખાડામાં નાખ્યો છે, ને કુમારને ખાડામાં નાખવા ધારો છો, પણ જ્યાં છો ત્યાંજ ઠીક છો; કારણ કે એ જામેલ અને તમે જામેલ.

**ચંદ્રવદની**—વૃદ્ધના પાસામાં રહી એટલે તેં મને જુવાનને પણ વૃદ્ધ ગણી કહાડી કે ! પણ જેમ દુનીયા અવસ્થાએ પોકોંચતીજ નથી તેમજ હમારા જેવી વેશ્યાઓ કદાપી વૃદ્ધ થતીજ નથી. જરા ફરીથી નીશાળે બેશી બોલતાં શીખી આવ્ય. તારો હૈયા ફુટો ગુરૂ તને બોલતાંજ શીખવવું ભુલી ગયો છે.

**લીલાદેવી**—ખબરદાર મારા ગુરૂજીને ગાળ આપી છે તો

પણ વારૂ અમને તો બોલતાં નથી આવડતું તે તો ઠીક, પણ તમે બજારમાં બેશી બોલતાં શીખ્યાં છો એટલે બસ છે.

**ચંદ્રવદની**—વારૂ હું બજારમાં બેસનારી, પણ જે બોલે તે વીચાર કરીને બોલજે, તું મને ઓળખે છે ?

**લીલાદેવી**—આખી દુનીયા તને ઓળખે છે. રાજાએ કીડીને હોધ્યે બેસાડી એટલે કાડીબાઇ રાણી થયાં કે ! રાજાએ કુતરીને રથમાં બેસાડી એટલે કુતરીબાઇ પટરાણી થયાં કે !

**ચંદ્રવદની**—તું કહે છે તે પ્રેમ, ને હું કહું છુ તે પ્રેમનહી?

**લીલાદેવી**—તે હોયજ કયાંથી, નર્કમાંથી અત્તર કાઢયું સાંભળ્યું છે, તેલમાંથી માંખણ નીકળ્યું સાંભળ્યું છે, તેમજ વેશ્યામાંથી પ્રેમની ભભક નીકળી સાંભળી છે, એ તો જયાં ત્યાંથી વ્યભીચારની દુરગંધ દુરગંધને દુરગંધજ.

**ચંદ્રવદની**—હેમ કહો કે સોનુ કહો એકનું એકજ, પ્રેમ કહો કે વ્યભીચાર કહો તે એકનું એકજ, પ્રેમ તે વ્યભીચાર ને વ્યભીચાર તે પ્રેમ.

**લીલાદેવી**—ભલે એકનો એક, બી એકનું એક, પણ એક કાકડી કડવી ઝેર ને બીજીમાં સાકરની લેહેર એટલોજ ફેર.

**ચંદ્રવદની**—એતો જાણ્યો તારો ફેર, હું નાયકા ને કુમાર પ્રજાનો નાયક.

**લીલાદેવી**—એ તો જાણ્યું નાયકા ને નાયક એટલે ગંધાતી છાશ ને દુધમાં જેટલો અંતર છે, જેટલો કોયલાને સાબુમાં અંતર છે, તેટલો તારામાંને રાજામાં અંતર છે. તું ચોટે ચોટે ભમનારી વંત્રી છે, તે એકજ મેહેલમાં માહાલનાર રાજવંસ છે, તું રસ્તે રસ્તે માગનાર ભીખારણ છે, તે એકજ સરોવરનું પાણી પીનાર રાજહંસ છે; સંધ્યાકાળના વખતને ફરતાં જેટલી વાર તેટલીજ વેસ્યાનો પરપુરૂષ સાથે ભાઇ બાપ કે ભરથારની સગાંઇ કરતાં વાર. ઘડીકમાં ભરથાર કહી બોલાવે ને ઘડીકમાં ભાઇ કહી ઉઠાડે ઘડીકમાં પીતમ કહી બોલાવે, ને ઘડીકમાં બાપ કહી ઉઠાડે; પાણીના પુરને ઘટતાંવાર કેટલી, ઝાકળનાં બીંદુને સુકાતાં વાર કેટલી, ગાંડી ને માંથે બેહેડું તેને તુટતાં વાર કેટલી, બાભલાને લડાઇમાંથી પાછા ફરતાં વાર કેટલી, તેમજ વેસ્યાને પરપુરૂષ સાથે ભાઇ

બાપ કે ભરથારની સગાઇ કરતાં વાર કેટલી ?

**ચંદ્રવદની**—રાજાની માનીતીનું અપમાન કરનાર બાળકી, તું કેવા ભુંડા હાલે મરે છે તે હવે તું જોઇજ.

**લીલાદેવી**—કેસુડાં કેસર જેવાં ખરાં પણ ખરૂ કેસર નહી, માંકડાં માણસ જેવાં ખરાં પણ માણસ નહી, દસેરાના ઝવેરા સોના જેવા ખરા પણ ખરૂ સોનું નહી, તેમજ તું વેસ્યા રાજાની માનીતી ખરી પણ ખરી માનીતી નહી; હું રજપુતાણી સાથે વેરના ઝેરનો પ્યાલો પીનાર એક તો જોઉં ! હું પતીવ્રતા નીતીનું બખતર પેહેરી, પ્રેમના ઘોડે બેસી, સાચની સમશેર લઇ, તારા જેવી વ્યભીચાર રાક્ષણીને ચીરી નાંખવા આ ઉભી; તારા જેવી વ્યભીચાર રાક્ષણીના વચન કંકટની તદન બેદરકાર છું.

**ચંદ્રવદની**—આ સમામાં કેટલી પતીવ્રતા છે તે મારી ધ્યાનમાં છે.

**લીલાદેવી**—તારી ધ્યાનમાં તો કેમ ના હોય, પામર પ્રેમદાઓ એકજ ધણીને પ્રભુ સમાન ગણી ઘરમાં બેશી રહે તેને તમારા જેટલો અનુભવ ક્યાંથી હોય, કારણ કે તમે એક કલાકમાં હજારો ધણીની સુર્તી ખડી કરી શકો એટલે તમારો અનુભવ પણ બોહોળોજ હોય; વાહરે હજારો ધણીની પતિવ્રતા પટરાણી વાહ !

**લીલાદેવી**— ગાયન ૩૦ મું.

( જા જા નથી હું તુંથી ડરતી ) એ રાહ

જા જા જોઇ તું વશ કરતી.
ખાલી શું મથી મરતી. જા જા,
ભોળી સુરત ભાળીને શું રંડા મુખ કથતી,
કરતાં ફુંદા ફંદે નાખે તેમ અહીં મથતી. જા જા.
કુટણીનો છે ધંધો તારો હજાર ધણી કરતી,
કાગડી શું સીંહણ થાવાને,
પતીવ્રત ડોળ ધરતી. જા જા.

( ચંદ્રવદની જાય છે. )

**ગંભીરસીંહ**—સલુણી રીસ કરી ચાલ્યાં ક્યાં ?

**લીલાદેવી**—લીંબડાની ડાળે વળી કીયુ પંખી બોલ્યું !

**ગંભીરસીંહ**—આંબાની ડાળેથી ઉડી આવેલું આ રૂડું મારૂ પંખીડું.

**લીલાદેવી**—કાણુ ગંભીરકુમાર ! કેમ ચમક્યા ?
**ગંભીરસીંહ**—પેલી જુવે તો ?
**લીલાદેવી**—જખ મારે છે.
**ગંભીરસીંહ**—ઊંહું.
**લીલાદેવી**-ઉંહું શાનું ?

**ગાયન ૨૮ મું.**

**લીલાદેવી-ગંભીરસીંહ.**

[ અજબ ખુબી છે પ્રેમમાં ) એ રાહ.

**લીલાદેવી**—લાજાળા લજવાઓ ના
હસી હસી બોલો વેણુ,
રીસકણા રીસાઓ ના જોડો નયણુ નેણુ;
છો જોતી જખ મારતી ભલે કાઢાડતી કેહણ,
જગત મહીં છે જુગતુ તમે સાંભળો હું શેણ.

ગંભીરસીંહ-પ્રેમનું અજબ કામ પ્રેમ તુને પ્રણામ કરૂં,
મુકાવે લાજ, શર્મ, કર્મ, નક્કી ખરૂં.
ભુલાવ્યું ભાન મારૂં,
પળમાં નયન બાણુ મારી;
હતો અજીત તે જીતાયો
પળમાં તુંથી પ્યારી.

( કાગડી બોલે છે. ]

ગંભીરસીંહ-વળી આ બીજુ પંખી કયું બોલ્યુ ?
લીલાદેવી-એતો પાછલા બગીચામાં કાગડી બોલી.
ગંભીરસીંહ-આ વખતે કાગડી બોલી તે તો અપશુકન ?
લીલાદેવી-અપશુકન નડશે ઘરની ધણીયાણીને ચાલો આપણે ઉડાડી મુકીએ.

[ મેહેલમાં થઇ પાછળ જાય છે ] [ચંદ્રવદની આવે છે]

ચંદ્રવદની-આતો એકદમ મેહેલમાં પેઠાં !
લાગ્ય નીચે ઉતરી ત્રણ તાળી પાડું એટલે તેમનો ઘાટ ઘડાઇ જાય.
લીલાદેવી-ઉડ, ઉડ, ઉડ. ( એમ કહી ત્રણ તાળી પાડે છે.
ગાંડીઓ—જગા બાપા જગા બાપા તાળી પડી.
જગમલ—મારા સોગન ?
ગાંડીઓ—તમારા સોગન.
જગમલ-તોપો ચલાવો. ( તોપેથી મેહેલ બાળી મુકે છે.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—જંગલ.

### પાત્ર—રાણી—વાણીઓ—ઘાંચી.

**રાણી**—આટલે સુધી તો આવી પહોંચી; હવે આગાડી કોઇનો સંગાથ મળે તો જઉં, પેલા ભાઇઓ આવે છે તેમની સંગાથે જઉં.

**ઘાંચી**—જો પેલુ વારંટ આવ્યું, તે પકડી જવાનુજ માટે હાલતો ગુપચુપ.

**રાણી**—ભાઇ તમો કોણ છો ?

**વાણીઓ**—બાઇ અમો પહાડસુખીના રાજા માધવસેનના રાજ્યના છીએ. પણ તમો પરણેલાં છો કે કુંવારાં ?

**રાણી**—હતી તો પરણેલી પણ હાલ તો કુંવારી છું.

**વાણીઓ** ત્યારે તમે કુંવારાં જેવાં તો ખરાં ! ત્યારે હું પરણું.

**ઘાંચી**—તું શાનો હું પરણું.

**રાણી**—એ કોણ છે ?

**વાણીઓ** બોલ જેવો છે. મારો ગુમાસ્તો છે.

**રાણી**—(ઘાંચીને) એ કોણ છે ?

**ઘાંચી**—કુંભાર છે.

**રાણી**—આ બંને જણ કાળી દાનતના છે માટે આમને બનાવી રસ્તે પડવું એ ઠીક છે. ( બંને બોલાવી ) એ તમને ઘાંચજો કહે છે, તે તમને કુંભાર કહે છે.

**વાણીઓ**—તારો બાપ કુંભાર હું પરણું:

**ઘાંચી**—તારો બાપ ઘાંચજો હું પરણું.

**રાણી**—હું કહું તેમ કરો !

**વાણીઓ**—કેમ હું ગમુ છું ને ?

**ઘાંચી** તું શાનો હું ગમુ છું.

**વાણીઓ**—કેમ એ ગમે છે કે હું ?

**રાણી**—આંખે પાટા બાંધી સાત ફેરા ફેરો, જે શ્વાસભેર દોડતો આવે તેને પરણું.

**વાણીઓ**—આંખે પાટા બાંધવા પડશે ! જો પણ અમો પડી જઇએ તો ઝાલજો.

( બેની આંખે રાણી પાટા બાંધે છે. )

**રાણી**—ચાલ હવે નીકળી જઉં. ( જાય છે. )

**વાણીઓ—ઘાંચી**—( સાત ફેરા ફરે છે ) તપાસો કોણ હાંક છે?
**વાણીઓ**—કેમ કોઇ બોલતું નથી?

( પાટા છોડી નાખે છે. )

**ઘાંચી**—બન્યા ભાઇ બન્યા.

**વાણીયો—ઘાંચી**— ગાયન ૩૨ મું.

( કહો કોણ મળી ) એ રાહ,

બન્યા પુરા બન્યા (૨) રાંડ બનાવીને ચાલી ગઇ.
મોહોટી મોહોટી આશા બાંધી
આશા થઇ સઉ ફોક,
હરામનું હરામે ચાલ્યું
મુકો હવે પોક. બન્યા.

**ઘાંચી**—શા માટે નીરાશ થાવું, મળશે પુછે પુછે;
નટખટ છઇએ પકડી પાડીએ, બાર, બાર એનો શું છે.

**વાણીયો— ઘાંચી**—બન્યા.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પહાડસીંગનો મેહેલ.

**પાત્રો**—પહાડસીંહ, જગમલ, દરબારીઓ, ગંભીરસીંહ.

**પાહાડસીંહ**—જગમલ લાસને ઠેકાણે કરી નાખીને?

**જગમલ** રાખમાં રગદોળા દીધા પછી તેનો પત્તો શો.

**પહાડસીંહ**—કુંવરની શોધ ખોળ થઇ રહી હશે.

**જગમલ**—ન પુછો વાત રડારડને કુટાકુટ.

**પાહાડસીંહ**—તે રડારડને કુટાકુટમાં આપણે ભળી જવું જોઇએ.

**જગમલ**—હા સાહેબ એમજ, આદમી મરે રોગેથી, ને દુનીયા જીતાય દગેથી.

**સીપાઇ**—મહારાજ કુંવરની પુછપાછ કરતા દરબારીઓ અહીં આવે છે.

**પહાડસીંહ**—ભલે આવવા દો.

**દરબારીઓ**—મહારાજ ગંભીરકુંવરનો પત્તો નથી.

**પહાડસીંહ**—( રોવા જેવો ડોળ કરી ) મારા વાહાલા ગંભીરનો કાંઇ પત્તોજ નથી, કાંઇ બાતમી મળી છે?

**દરબારીઓ**—બાતમીમાં એટલુંજ કે ચંદ્રવદનીના મેહેલે જવાના હતા.

**પહાડસીંહ**—હાય ગોઝારી તારી ખાતર મારો વાહાલો ભાઇ મુઓ, મેં મારા રાજ્યમાં ભલું કરવા ધાર્યું હતું, આતો ઉલટું ભુંડુ થયું.

**જગમલ**—પરમેશ્વર ભલાનું ભલુંજ કરશે મહારાજ.

**પહાડસીંહ**—ના ભાઇ ના ! આતો ભલાને ભુંડા થવાનો વખત છે. ઓ વાહાલા ભાઇ ગંભીરસીંહ.

( ગંભીરસીંહ આવે છે. )

**ગંભીરસીંહ**—આ રહ્યો તમારો વાહાલો ભાઇ ગંભીરસીંહ.

**પહાડસીંહ**—તું ચંદ્રવદનીને લઇ નોહોતો ગયો ?

**ગંભીરસીંહ**—ગયો હતો. આપના હુકમનું અપમાન કેમ થાય.

**પહાડસીંહ**—સારૂ થયું કે તું જીવતો રહ્યો. અમારે તો સોનાના વરસાદ વરસ્યા, દરબારીઓ ગામમાં સાકર વહેંચાવો ને ગામને ઉજાણી આપો.

( દરબારીઓ જાય છે. )

**જગમલ**—ગાંડીઆ જમવાને જજે.

**પહાડસીંહ**—કુમાર આગ શરૂ થઇ ત્યારે તું કયાં હતો ?

**ગંભીરસીંહ**—હું તેના પાછલા બગીચામાં ગયો ને આગ શરૂ થઇ. લીલાદેવીને તો બચાવી લીધી પણ બીચારી ચંદ્રવદની તો જીવતી બળી મુઇ.

**પહાડસીંહ**—જીવતી બળી મુઇ ? રામ ! રામ !

**ગંભીરસીંહ**—હા મોટા ભાઇ જીવતી બળી મુઇ.

**પાહાડસીંહ**—જીવતી બળી મુઇ ! (૨)

**જગમલ**—ચંદ્રવદની ?

**ગંભીરસીંહ**—હા.

**પહાડસીંહ**—( હૈયું બાળવા કરતાં હાથ બાળવા સારા આને તો મોટા પરોઢીએ હું મારા હાથેજ ચંદ્રવદની પાસે પોહોંચાડી દઇશ ચંદ્રવદની મરી ગઇ તેનું વેર લેવાનું બધું આવતી કાલે પાંચ વાગે છે. ) ભાઇ કાલે પરોઢીએ પાંચ વાગે લેર રહેજો મારે જરૂરનું કામ છે.

**ગંભીરસીંહ**—વારૂ મોટા ભાઇ જાઉં છું. (જાય છે,)

**પહાડસીંહ**—તાળીની સરત કોણે રાખી હતી ?

**જગમલ**—ગાંડીએ.

**પહાડસીંહ** જગમલ તેં બધી બાજી બગાડી.

**જગમલ**—મેં નહી સાહેબ ગાંડીએ.

પહાડસીંહ—કુંવરને રાજમાં મદદગાર કોણ? કદાચ ગડબડસીંહ હશે કારણ કે તેનો ગુરૂ એટલે સબંધી કર્યો.

જગમલ—હા સાહેબ, એ ગડબડીઓ જ્યાં ત્યાં ગડબડગોટા વાળે છે, તેતો અહીંયાંથી જાય તો ઠીક.

પહાડસીંહ—તેનું બીડું તમે ઝડપો.

જગમલ—તે શી રીતે?

પહાડસીંહ—વહાલામાંથી વીરૂદ્ધ.

જગમલ—હા વીજીઆ જોડે કાંઈ ખટપટ થાય તો એકદમ દેશ મુકી ચાલ્યો જાય.

પહાડસીંહ—દુધમાં ઝેર ભેળવજો; પીશે તો પાર, નહીં તો લીલાદેવીએ ઝેર ભેળવ્યું છે એમ જાહેર પાડી દેવું.

જગમલ—હા બરોબર છે સાહેબ. એમ થાય તો એ બાપ વચ્ચેથી જાય.

પહાડસીંહ—તે શી રીતે કરશો?

જગમલ—વીજીઆની એક દાશી છે તે મારી ખાસ સગી છે, માટે તેની પાસે જઇ દુધમાં ઝેર ભેળવવાની યુક્તિ કરૂં.

પહાડસીંહ—પણ જો જો! કદાપી ચંદ્રવદની જેવો વીજીઆનો ઘાટ થશે તો ગામ ગરાસની આશા મુકી એકદમ ચાલ્યા જવું પડશે.

જગમલ—ના થાય સાહેબ. ખેલાડી તે એકવાર ભુલે કાંઈ વારે વારે ભુલતા હશે કે? આ વખત તો આમ [ચિપટી વગાડે છે] ચાલ ગાંડીયા આગળ થા.

( સૌ જાય છે. )

## પ્રવેશ છઠો.

### સ્થળ—વીજીઆનું દીવાનખાનું.

### પાત્ર—વીજીઆ, ગડબડસીંહ, દાશી, જગમલ.

વીજીઆ— ગાયન. ૩૩ મું.

( આવો આવો વિજય મારા ) એ રાગ.

જોજે જોજે રજની જાતી, બનતી ઘાતી,
નીર્દય થાતી, હજુ ન આવ્યા પ્રાણ.
નાવ્યા નાવ્યા છેલ છોગાળા, પ્રિતમ પ્યારા,
ચક્ષુના તારા, હજુ ન આવ્યા પ્રાણ.

**સાખી.**

મંદીર સર્વે સુનાં પડયાં. હૃદય અતી અકળાય,
પતી પ્રભુનાં દર્શથી, તનમન શીતળ થાય.

હવે નહી તલસાવો, લ્યો સુખ લ્હાવો;
દીલહર આવો, તમે છો ચતુર સુજાણ.
જોજે. જોજે.

વીજીઆ—નદી મહાસાગરને મળી ગઈ, તરફડતી માંછલી ચોંદીનું પાણી પામી ગઇ, હમણાં રસીલો રાજકુમાર ગુંજગુંજ કરતો આવશે; નવા નવા વિષયની વાતો સંભળાવશે, પણ હું તો આંખ્યો તાણીને થાકી પણ હજુ આશા સફળ ન થઇ. (સામુ જોઇ) ઓ આવે ! જાણે આકાશમાંથી તારો ખર્યો. મને દેખી શરમાય છે, ડરે તો દુનીયાનાં નીચુ કામ કરનાર દુનીયથી ડરે, એવું નીચુ કામ તને શું કર્યું છે. મારા લાજ્ઞગા લાડીલા ?

ગડબડસીંહ—દુનીયામાં ડર લાગતો હોય તો તમારો.

વીજીઆ—મારા નાજુક નગીનાને મારો શો ડર મેં તમારૂં શું બગાડયું છે ?

ગડબડસીંહ—બાળા બધું.

વીજીઆ—શુ બગાડયું બતાવો ? પણ ખબડદાર કાંઇ નાહક કલંક ચડાવ્યું તો.

ગડબડસીંહ—તમે મારૂ ચિત્ત ચોરી લીધું, મને લુંટી લીધો સલુણી સમજાયું.

વીજીઆ—આંખે આંખ મેળવી સમજણ પાડો તો સમજાય.

ગડબડસીંહ—તમે મને ફસાવ્યો, સલુણી હવે આંખ આંખ શી રીતે મેળવાય ?

વીજીઆ—હાથ મેળાવા કરી ચુકયા, દીલ મેળવામાં ફસી ચુકયા, હવે આંખ મેળવતાં કેવા નવા ફસાવાના છો ? લુંટાયા તો છો, હવે તો ચાળા મુકી પાસે આવો.

ગડબડસીંહ—ચાળા તો બાળાને ?

વીજીઆ—નવાઇ તો ત્યાંજ છેકની, લાડો જાણે છે કે રીસાય તો રસીલીને મનાવે તો મોહન, પણ અહીંઆં ઉંધો ન્યાય તો જુવો. આ મારા પરાક્રમી પ્રીતમ રીસાયા છે, હું પ્રેમઘેલી પાણીથી પાતળી થઇ ચુકી, પણ માનતા નથી; તમે અળગા રહો તો તમને મારા સોગન.

ગડબડસીંહ—હું તો તમારો ચાકર ?

વીજીઆ—શરમનું કારણ સમજી, આ તો પેહેલાં ચાકર હતા તે યાદ લાવી પાસે બેસતાં શરમાય છે, વહલા તમે ચાકર નથી પણ આ કીંકરીના સુધાકર છો, આ પદમણીના પ્રભાકર છો, આ ઠકરાણીના ઠાકર છો. જયારે અમે અભીમાનના પહાડ ઉપર

ચઢી ગયાં હતાં ત્યારે તમારા જેવાં પરાક્રમી વાદળાં અમારા પગતળે અથડાતાં હતાં, પણ જ્યારે અમે અભીમાનના પહાડ ઉપરથી હેઠે આવ્યાં છીએ ત્યારે તમારા જેવાં પરાક્રમી વાદળાં અમારા માથાનાં મુગટ છે. આવો આવો આઘા ના રહો.

**વીજીઆ—વિજય ગાયન ૩૪ મું.**

( રે રીસાઇ ન જાઓ ) એ રાગ.

**વીજીઆ**—અરે નહી લજવાઓ,

રસીલા છબીલા શરમીંદા ન થાઓ;
શર્મ છોડો શામળીઆ,
લ્યો જોબનનો લ્હાવ. અરે
સુવાળી જેવી શાલ રસીલા,
નહી ધામળીઆજી.

ગડબડસીંહ—ઉંહું, ઉંહું, ઉંહું, ઉંહું, મને ન સતાઓ.

**વીજીઆ**—... ... ... ... ... અરે.

બીહો છો શાને નહી બાવળીયા,
બીહો છો શાનેજી.

ગડબડસીંહ—રસીલી ઉંહું છબીલી ઉંહું,

**વીજીઆ**—મનમેલા ન થાઓ. અરે.

ગડબડસીંહ—રહેવા દોને પ્રેમઘેલી રસીલી–રેહેવા દોનેજી.

**વીજીઆ**—થાવા દો, થાવા દા, હવે ફીદા જાઓ. અરે.

ગડબડસીંહ—વહાલી હું રાજ્યનીતીથી વાકેફગાર નથી, માટે ભુલ થાય તો નીભાવી લેજો.

**વીજીઆ**—વ્હેમ ! વહાલા પ્રેમની રીત રાજાને ત્યાં કે રંકને ત્યાં એકની એકજ. સોનુ ગરીબને ત્યાં કે ચમારને ત્યાં, એકનું એકજ.

ગડબડસીંહ—રાજ્યમાં હાથીના દાંતની પેઠે દેખાડવાના દાંત અને ચાવવાના દાંત જુદા હોય છે એમ ના હોય ? એમ હોય તો સાચવજો.

**વીજીઆ**—પાછો વ્હેમનો વ્હેમ ! કીયા શબ્દોમાં વ્હેમ આળગો કરૂ તેની સમજણ પડતી નથી. દુધ પીજાઓ આરામ લ્યો વહાલા ( દાસીને ) દુધ લાવ તો.

**દાશી**—લાવી બાઇ સાહેબ. (દુધ લાવે છે) લ્યો બાઇ સાહેબ.

**વીજીઆ**—લ્યો આ દુધ પીને જરા આરામ કરો. ( ગડબડસીંહ દુધ લઇ પીવા જાય છે ) દુધ પીતાં પણ નથી આવડતું કે !

**ગડબડસીંહ**—ના તમે પીઓને મારા માટે બીજુ મંગાવો.

**વીજીઆ**—ના મારા સોગન તમે પીઓ

**જગમલ**—( જો આણે પીધુ તો ઠાર મુવા. નહિર પડવા દે ) સબુર ?

**ગડબડસીંહ**—તમે કોણ છો !

**જગમલ**—તમારો દોસ્ત અને આ હત્યારી રંડાનો દુશ્મન.

**ગડબડસીંહ**—હત્યારી રંડા ! શું બકો છો ?

**જગમલ**—દુધ તપાસો !

**વીજીઆ**—દુધ છે.

**જગમલ**—ઝેર છે.

**વીજીઆ**—રોજને માટે તારી જીભમાં ઝેર છે.

**જગમલ**—પણ હાલમાં તો દુધમાં ઝેર છે.

**વીજીઆ**—દુધ તૈયાર કરનાર દાશી લાવનાર હું સહુણા મારે ને તમારે વેર શું ?

**જગમલ**—તેનો ખુલાસો હું કરૂં છું; દીલ કયાંઈક ચોટયું છે, ને બાપની શરમે વરવું પડયું તેજ વેર ને તેથી દુધમાં ઝેર.

**ગડબડસીંહ**—ઝેરની કાંઈ ખાત્રી ?

**જગમલ**—દાશી લે !

**દાશી**—હું !

**જગમલ**—આ બધા પાપનું કારણ તુંજ છે.

( પાઈ દે છે )

**દાશી**—ઝેર ઝેર. ( દાશી મરી જાય છે. )

**ગડબડસીંહ**—પરમાત્માએ વિશ્વાવડીને પહેલેજ પગથીએ ચઢતાં ચેતવી દીધો, રંડા રજપુતના નામને બદનામ છે, સંસાર સુખ હાલમાંતો મારે હરામ છે, આ દુષ્ટ દેશને સદાને માટે રામ રામ છે.

**વીજીઆ**—નાથ ઓ નાથ તપાસતો કરો ! ખાત્રી તો કરો

**ગડબડસીંહ**—તપાસ તને સોંપી, ખાત્રી તું કરાવ જે.

**વીજીઆ**—હું તમારી લુંડી છું નાથ ઓ નાથ

**ગડબડસીંહ—વીજીઆ— ગાયન ૩૫ મું.**

( લવલવ કરતો રહે ચુપ. ) એ રાહ.

**ગડબડસીંહ**—છળબલ કરતી થા દુર કલંકીત નારી,

**વીજીઆ**—નવગણોકનક કથીર, વ્હેમી સરદારજીઓ વીચારી

**ગડબડસીંહ**—નીશ્ચ જગને ઠગનારી—છલ.

**વીજીઆ**—બસે તરછોડો પ્યારા, મુજ વાંક તપાશી જોઈ,

**ગડબડસીંહ**—વિશ્વાસ કરે નારીનો,
તે સમ મુરખ નહી કોઈ;

**વીજીઆ**—નથી નાથ કલંકિત નારી,
**ગડબડસીંહ**—ચુપ કર રંડા અવીચારી,
**વીજીઆ**—પ્રભુજી લેશે ઉદ્ધારી વ્હેમી સરદાર જુવો વીચારી
**ગડબડસીંહ**—સ્ત્રી જાત વીશની ઝારી,
**વીજીઆ** વ્હેમે ફસાવ્યા ભારી;
**ગડબડસીંહ**—નારી કટારી કારી,
**વીજીઆ**—વ્હેમી સરદાર જુવો વીચારી;

( ગડબડસીંહ જાયછે. )

**વીજીઆ**— **ગાયન ૩૬ મું.**

( મુંઝાણી બાદરીએ ) એ રાહ.

વીચારો વાંક તમે પ્રભુ મારા, અવર એલી નહીરે
વીણુ વાંકે તરછોડો ન દારા, અવર એલી નહીરે,

**સાખી.**

મચકોડીરે મુખડું, મુકો ન કસાઇ હાથ,
ગુન્હેગાર છું કે નથી, જાણે ત્રીભોવનનાથ.
ભલે તમે તજો પ્રાણપતી, હરી એ ધારી થાવી ગતી
થવાની હશે પ્રભુએ જે ધારી. અવર.

**સાખી.**

લેખ વીધાતાના લખ્યા, ભોગવવા આ કાય,
ભાગ્ય રીસાયું મુજથી, ત્યા શું બીજો ઉપાય,
ભલે તમે તજો પ્રાણપતી, હરીએ ધાર થાવી ગતી
અનાથના નાથ તમે છો મોરારી. અવર.

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—ગંભીરસીહનું દીવાનખાનું.

**પાત્ર**—ગંભીરસીંહ. વીરસીંહ, પાલાડસીંહ. જગમલ,

**ગંભીરસીંહ**—બાદશાએ પાંચ વાગે મને ઘેર રેહેવાનું કહ્યું છે ને લીલાદેવીએ મને પાંચ વાગે તેડાવ્યો છે, હવે તે કેમ થાય ?

**વીરસીંહ**—કાકા ગંભીરસીંહ ચાલો શાળાનો વખત થઈ ગયો છે પાઠ યાદ નહી કર્યો હોય, એટલે ઉદાશીમાં બેઠા હશો.

**ગંભીરસીંહ**—હા કાંક ખરૂ, વાહાણુમાં વેહેલો ઉઠી પાઠ તૈયાર કરીશ આશાએ સુઇ રહ્યો.

**વીરસીંહ**—ચાલો ત્યારે પાઠ તૈયાર કરી લ્યો, હજુ શાળા ના વખતને વાર છે.

ગંભીરસીંહ—ભાઇ વીરસીંહ આજે તો હું બહુ ગભરાઇ ગયેલો છું, ભાઇએ પાંચ વાગે ઘેર રેહેવાનું કહ્યું છે, ને મારે પાંચ વાગે દેવના દર્શન કરવા જવું છે.

વીરસીંહ—પીતાજીએ તમારી આળસ ઉડાડવાની ઠીક યુક્તિ રચી છે તમારા જેવા આળસુતો એમજ પાંશરા થાય; આજથી આળસ તજી દેવાનું અને પાઠમાં ચીત્ત પરોવવાનું વચન આપો તો આજ તમારો રસ્તો હું કાહાડી આપું.

ગંભીરસીંહ—લે આ વચન, ભાઇ રસ્તો સુઝાડ.

વીરસીંહ—લ્યો ત્યારે તમારી જગ્યોએ હું સુઇ જાઉં છું ને તમે જઇ આવો.

ગંભીરસીંહ—( આને મુકી મારે લીલાદેવી પાસે જવું છે. ) ઠીક ત્યારે હું જઇ આવું.

( જાય છે ને વીરસીંહ સુઇ જાય છે. )

( જગમલ તથા પહાડસીંહ આવે છે. )

પાહાડસીંહ—જગમલ કેવું ઘોર અંધાર !

જગમલ—આપના પાપને લાયકનુંજ.

પહાડસીંહ—જો પેલો મારી આશાવેલને વળગી રહેલો કીડો; હવે મારી નાખું છું. ( કટાર મારી મારી નાખે છે ને જગમલને ) લાસને ગુપચુપ લપેટીને લઇ જા.

જગમલ-મહારાજ આ મુડદુ હલકુ કેમ લાગે છે [ મોં ઉઘાડી જુવે છે) મહારાજ આતો વીરસીંહ !

પાહાડસીંહ—હેં આ વીરસીંહ છે ! [ મડદા પાસે બેશી ) ઓ ઘોળજરા દૈત્ય. તેં તારા બચ્ચાને હાથેજ ફાડી ખાધું, હે હત્યારાસીંહ તે તારાં નેન તારા હાથેજ ફેડી નાખ્યાં હે ગોઝારા માળી તારી ખીલાવેલી કળી તેં તાહારા હાથેજ છુંદી નાંખી. ના નહી છોડું, નહી છોડુ. એ આકડાના ફુલની ખાતર આ ગુલાબ કચરાઇ ગયું, તે આકડાની ડાંખળી ડાંખળી છુંદી નાંખીસ. પાંદડે પાંદડું મસળી ધુળમાં દાટી દઇસ હવે મારે લાજશું શરમશું સગાઇશું. ભાઇશું, બાપશું, હવે હું હેવાન બન્યો છું, હેવાનથી પણ મસ્તાન બન્યો છું. ( મડદા તરફ જોઇ ) આ તાહારો પાપી પીતા તારા સુવેલા મડદા ઉપર બે આંસુ પણ ઢાળી શકતો નથી. નીરભાગી પુરેપુરો અભાગી ( અરે કોઇ આવે છે ! ) કોઈ નહી ખાલી ભણકારા ( જગમલને ) લાસને ગુપચુપ મેહેલમાં લઈ જાઓ અને પાપીનું માથું જ્યાં હોય ત્યાંથી કાપી લાવો; બંને લાસને ઉછરતી આગમાં હું મારા હાથેજ બાળીશ. ( સૌ જાય છે. )

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—લીલાદેવીનો મ્હેલ.

### પાત્ર લીલાદેવી—ગંભીરસીંહ.

**લીલાદેવી—** ગાયન ૩૭

(ઝુંજ-મારો અકારો મ્હારો છે ) એ રાહ

મંગળા સમયે સ્મરૂ મંગળ નામ
સતીઓને એકનામ પતીનું,
જેથી મળે ફળ શુભ ગતીનું
સાચું કર્તવ્ય એહ સતીનું,
જેથી સેજે મળે મોક્ષધામ. મંગળા
શાન્ત પવનની લહેરીઓ આવ
ધ્રુજી સકળને શાન્તી બતાવે.
પણ મુજમનને અતી અકળાવે
રતી દર્શણ દિણ કાંઈન ભાન મંગળા
પક્ષીઓ સૌ કીલ કીલ કરતાં
શાન્ત સૃષ્ટીમાં હરતાં ફરતાં
પણપતી પ્રભુનું રટણ ધરતાં
અતર થાય રવી તેજધામ મંગળ.

**લીલાદેવી**—આ આવ્યા પ્રાણનાથ એટલામાં ક્યાં જતા રહ્યા. કોઈ રસીલીએ અદ્ધર તો નહી ઉડાડી દીધા હોય.

**લીલાદેવી—** ગાયન. ૩૮

હરીગીત છંદ.

શું આવે અતીભાસ મુજ અંતરે,
આવી પતી ક્યાં ગયા;
સુરત ચુકી રહે ન બેશી,
પણ શું નમેરા થયા.
છાનામાના છેલ આવો ચાલી,
વિચાર કંઈ કરો;
એ આવે હસ્તી સમ ડોલતો,
પોકાર સુણ્યો ખરો.

( ગંભીરસીંહ આવે છે. )

**ગંભીરસીંહ**—આ મંગળા વખતે મને કેમ બોલાવ્યો હતો.

**લીલાદેવી**—આ મનહર મુર્તીનાં મંગળાસમયે દર્શન કરવા

**ગંભીરસીંહ**—દેવને ઘેર બોલાવી દેવદર્શન કરનારાંતમે. અજબ પુજારણ?

**લીલાદેવી**—હા પુજારણ અજબ છે. ઘેર બેઠાં બોલાવશે, નવાં નવાં ભોજન મંગાવશે, ને બે હાથ જોડી આઘી ઉભી રહી

પુજા કરશે, કેમ મારા દીલના દેવ કબુલ છે? નહીં તો આતો પ્રેમ ભોજનનો પેહેલોજ કોળીઓ છે ન ગમતુ હોય તો ચાલ્યા જાઓ. નાશી જાઓ.

**ગંભીરસીંહ**—પોપટને પાંજરે પુરી પછી કેહેશે કે ઉડીજા, હંસને સોનાની સાંકળે બાંધી પછી કહેશે કે નાશી જા, આ પ્રેમ પાંજરે પુરાએલો પોપટ શી રીતે ઉડી જાય? આ વચન સાંકળે બંધાએલો હંસ શી રીતે નાશી જાય? વારૂ વારૂ હું વીરકુમારને વાયદો કરી આવ્યો છું તેથી હાલતો જાઊછું પછીથી આવીશ.

**લીલાદેવી**—વારૂ ચાલ્યા જાઓ.

**ગંભીરસીંહ**—જરા આમ ફરી જુઓ તો ખરાં!

**ગંભીરસીંહ-લીલાદેવી ગાયન ૩૯ મું.**

( ગર્વથી ગાજે શું ગુલાબ ) એ રાહ.

**ગંભીરસીંહ**—શાને કાજે તું મરડાયરે રશીલી નારી.
કાળજડું કાપ્યું ભારી—નયન કટારી મારી;
**લીલાદેવી**—નાહક કલંક કારી—મુજપર દીધું ઉતારી.
જાઓ જાઓ નહી બોલાવશો હું નાર નઠારી;
**ગંભીરસીંહ**.................................શાને.
સદગુણી નાર છો સુલક્ષણી શુભ સદગુણ ધારી
શાને તરછોડો પ્યારી—હસવાનું ખસવું ધારી,
**લીલાદેવી**—જાણી મેં રીત તમારી—પણ હું છું નાર ઠગારી,
દીલમાં ધારી કીધ નારી-પ્રાણ પીયારી—
તે પ્રીતમની હું છું નારી.
**ગંભીરસીંહ**—શાને.

**લીલાદેવી** આઘા રહો. ખબરદાર મને બોલાવતા નામ નહીં તો મારા પ્રીતમજી ગુસ્સે થશે.

**ગંભીરસીંહ**—બીજા તારે એવા પ્રીતમ છે?

**લીલાદેવી**—હા.

**ગંભીરસીંહ**—ત્યારે મને અહીંઆં શું કરવા તેડાવ્યો હતો?

**લીલાદેવી**—ગુણની ખાત્રી કર્યા વગર લટક ચટક કરતા કેમ આવ્યા હતા?

**ગંભીરસીંહ**—માથું ફોડવા.

**લીલાદેવી**—માથું ફોડીને જાઓ.

**ગંભીરસીંહ**—કેની સાથે તારી સાથે?

**લીલાદેવી**—માહારી સાથે તમે માથું ફોડશો તો મારા પ્રીતમજી તમને લાકડીએ મારશે.

**ગંભીરસીંહ**—મને લાકડીએ મારે એવો તાહારે પ્રીતમ છે! પણ તેનું નામ શું?

લીલાદેવી—પ્રીતમનું નામ દઇએ તો માહા પાપમાં પડી-એ હંઅ.

ગંભીરસીંહ—પણ એ તાહારો પ્રીતમ છે કયાં ?

લીલાદેવી—આ રહ્યા, એ પડખે આવ્યા, એ આગળ આવ્યા

ગંભીરસીંહ—અહીંતો કોઇ નથી.

લીલાદેવી—ચશ્મા પેહેરો ચશ્મા.

ગંભીરસીંહ—ચશ્માં શેનાં ?

લીલાદેવી—પ્રેમના ચશ્મા પેહેરી માહારા હૈયામાં જુવો ?

ગંભીરસીંહ— હાર છે.

લીલાદેવી—એ હારની નીચે મ રો છબીલો છુપ.એલો છે.

ગંભીરસીંહ—એ છબીલો કોયો ?

લીલાદેવી—તમારી સુર્તી.

ગંભીરસીંહ—તેતો હું ?

લીલાદેવી—ત્યારે તમેજ.

લીલાદેવી—ગંભીરકુમાર— ગાયન ૩૯ મું.

( જા જા તું કોણ મને કહેનાર. ) એ રાહ.

ગંભીરસીંહ—ખરેખર આજ ઠગ્યો તેં નાર,
કીધા કેવા બોલ મુખ ઉચ્ચારી.
લીલાદેવી—જાદુનો મંત્ર ચલાવી આનંદ,
ગંભીરસીંહ—જાણ્યું ગઇ હદપાર—ખરેખર
માગ્ય માગ્ય નાઈ બદલો રશીલી,
લીલાદેવી—મનમુર્તી માહુ અંતર વશેલાં;
પામી હું નાથ નહી છોડું સાથ—
ચાલો ઝાલો હાથ.
ગંભીરસીંહ—ભલે ચાલો દીલદાર—ખરેખર.

---

## પ્રવેશ ૯ મો.

સ્થળ—વલ્લભપુરની ભાગોળમાં ડુંગરી ઉપર શીવાલય.
પાત્ર—વીજીયા જોગણુ વેશે-ગંભીરકુમાર-શી.પાઈ, જગમલ, વીગેરે.

વીજીઆ— ગાયન ૪૦ મું.

( કોઈ દુખ ત્યો દીલરંગી. ) એ રાહ.

બની જોગણુ પ્રિતમ વિયેગી ( ૨ )
ભોગ છોડી ચાલી ગયો ભોગી—બની.
ડુબી ગઇ લજ્યા હવે ડુબતાં આશાફુલ,

પતીનો પત્તો મેળવ્યાં
હું મ્હુલ ફરાવું ભુલરે બની.
કલંક કાળું લાગતાં મરત બની હું નાર,
આજ શોભ્યો કલંકથી
જે થીતા સતી અવતારરે—બની.
સાચુ સુખ છે જોગમા નહી અવર કાંઇ સાર,
જોગી મન પ્રભુજી વસે
તેને વશ્યો દીસે દીલદારરે—બની.

**વીરુજ્યા**-આ જોગણુનો વેશે દેશોદેશ ફરીને પગાકમી પ્રીતમનો પત્તા પકડી પાડીશ. ને તેમના મેહોડેજ કેહેનડાવીશ કે બાળા તું નીસકલંક છે. ત્યારેજ હું જંપીશ; હવે મારે જોગણુને પરમાત્માન ભજન શીવાય બીજું શું છે. આ માહાદેવની શાક્ષતા માગી પછી અગાડી ચાલી જાઉં.

( દેવળમાં જાય છે. )

( ગંભીરકુમાર જાયછે તેને સીપાઇ )

**સીપાઇ**-કુમાર નાશી જાઓ તમારે બદલે ગેરસમાં વીરકુમારનું રૂધાર રેડાયું છે. ( સીપાઇ જાય છે )

**ગંભીરસીંહ**-રૂધીર ! ( જગમલ આવે છે )

**જગમલ**-રૂધીર, તેના બદલામા તારૂં રૂધીર વેડાશે. તારી સાંસમટી દાન થશે.

**ગંભીરસીંહ**-મને મારતા પહેલાં જણાવો કે મારા ભત્રીજાનું શું થયું ?

**જગમલ**-તેનુ જે થયું તે તારેજ થાય છે.

**ગંભીરસીંહ**-એને મારતાં તારૂં કયું હેતુ ચાલ્યુ ?

**જગમલ**-આ છે તેનુ તેજ.

**ગંભીરસીંહ**-ઓ હીચકારા વરૂ આ મોહોતની ખબર મારા શુરવીર બાઇને પડી તો તને આખોને આખો ગળી જશે.

**જગમલ** બાઇને કાચા સમજશોજ નહી, એ તો ચતુર નરના સરદાર છે. કીડીના ચટકાનું વેર લેનાર ચતુર નર કીડીના દરનેજ બાળી નાંખે છે. પહેલો હાથ ઉપાડયો હતો તે તમારા બાઇનો પોતાનોજ ને આ ઉપટે છે તે તમારા બાઇના હુકમથીજ.

**ગંભીરસીંહ**—ચંડાળની કેટલી અધમતા બાઇને માંથે ઢોળી પાડે છે. નીચ મરઘી પોતાનાં બચ્ચાંને મારી ખાય, ચંડાળ કુતરી પોતાનાં બચ્ચાંને મરતાં જુવે, પણ રજપુત સીંહ તો કદાપી કાળે પોતાનાં બચ્ચાંને હાથ અડકાડે નહી ને બીજા કોઇને અડકાડવા દે પણ નહી સમજ્યો ? પણ મને મારનાર તું કોણ ?

**જગમલ**—તારો કાળ.

**ગંભીરસીંહ**—કાળના પગની પાનીનું તું એક ખાસડું છે; કાળ તારા જેવાં લાખ ખાસડાં પહેરે છે, ને લાખ ખાસડાં પલકમાં ફાડે છે માટે ચાલ્યો જા.

**જગમલ**—જઈશ ક્યાં તારા ટુકડે ટુકડા કરીનેજ જઈશ.

**ગંભીરસીંહ**—મને મારવાનું કારણ ?

**જગમલ**—તાહારા ભાઈની રાજ્યગાદી.

**ગંભીરસીંહ**—આ છેલ્લા શબ્દો ભાઈને કહેજે કે રામ અને રાવણ જેવા રાજા થઈ ગયા, પાંડવ અને કૌરવ જેવા રાજા થઈ ગયા, પણ તેમની પાછળ દુનીયા ગઈ નથી, પણ ભાઈ દીકરા અને બાપનું ખુન કરી ભાગ્યશાળી થયા છો તો આ દુનીયા માતા તમારી પાછળ નક્કી સતી થઈને આવશે.

**જગમલ**—સીપાઈઓ તૈયાર.

**ગંભીરસીંહ**—સબુર ? હું તમને મારી બધી મીલકત આપું પણ મને મારા મુવેલા ભત્રીજાનું જીવતા જીવન માં જોવા દેશો ?

**જગમલ**—સીપાઈઓ તૈયાર ? ગંભીર ચાલ્ય ઉતાવળ કર.

**ગંભીરસીંહ**—હું તો તૈયારજ છું. કીરતારની એવીજ મરજી હશે.

**જગમલ**—ચાલ્ય માહાદેવનું સ્મરણ કરી લે.

**ગંભીરસીંહ**—હે ત્રીપુરારી માહારો ઉદ્ધાર કરજે.

**વીજીઆ**—( અરે પણે પેલો પાપી ગંભીર કુમારને મારવાની તૈયારીમાં છે ચાલ્ય બચાવ કર; એકદમ ઉતરી આવી ) ખામાશ ?

**જગમલ**—કોણ માહાકાળી !

**વીજીઆ**—તારૂં રાક્ષસી લોહી પીનાર માહાકાળી.

**જગમલ**—કોણ વીજીઆ બા ! હું તમારી ગાય છું, ગાય ઉપર રજપુતાણીનો ઘા ન જોઈએ.

**વીજીઆ**—દુધમાં ઝેર ભેળવનાર તુંજ કે ? લખી આપ.

**જગમલ**—ખડીઓ નથી કેવી રીતે લખી આપું, ખડીઓ કલમ છે, હોય તો લાવો લખી આપું.

**વીજીઆ**—લે ખડીઓ. ( જગમલની આંગળી કાપે છે. )

**જગમલ**—( રૂમાલમાં લખે છે ) પાહાડસીંહની શીખવણીથી દુધમાં ઝેર ભેળવ્યું હતું, દા–જગમલ.

**વીજીઆ**—માહાદેવના સોગન ખા કે આવું કામ ફરીથી નહી કર.

**જગમલ**—માહાદેવના સોગન છે કે ફરીથી આવું કામ નહી કરૂં. ( જાય છે. )

**વીજીઆ**—ભાઇ આવો તમે આ માહાદેવના પ્રતાપથી બચી ગયા છો.

**ગંભીરસીંહ**—બેહેન તું આ જોગણના વેશમાં ક્યાંથી ?

**વીજીઆ**—તમારા મોટા ભાઇના કારસ્તાનથી.

**ગંભીરસીંહ**—શા ?

**વીજીઆ**—દુધમાં ઝેર ભેગવાવ્યું; ગડબડસીંહને વ્હેમ પડ્યા, તેથી તરછોડીને ચાલ્યા ગયા, ને આજે તમારા પણ ખુન કરવા તૈયાર થયા.

**ગંભીરસીંહ**—પાણીમાંથી આગ્ય કદી થઇ છે ? તેને ખબર નહી હોય કે અંતે ધર્મે જય અને પાપે ક્ષય જ છે.

**વીજીઆ**—ના તે તો સારૂં સમજે છે, કે ચતુરાઇનો જય, અને બેવકુફીનો ક્ષય છે.

**ગંભીરસીંહ**—અધર્મીને આમ ભાસતું પડે પણ તેતો તેનો તેજ.

**વીજીઆ-ગંભીર-** **ગાયન ૪૨ મું.**

( શી અદભુત આ તુજ કૃતીરે ) એ રાહ.

અદભુત શી માયા તુજ અતીરે,
વાહ વાહ વીશ્વપતી.
ટગમગ તન તો થઇ રહ્યું આ અતી,
મર્કટ મનકુ કુદે જેવી કર્મ ગતી—વાહવાહ.
તરફડ તરફડ કરી મરે, પ્રાણ મુખે તજી આશ;
તોપણ કુદ ના તજે, દીપક જ્યોત પ્રકાશ.

ટગમગ– વાહ. વાહ.

સંતો સાર બતાવતા દેતા સદઉપદેશ;
પણ હૈયેથી ના ખશી, કદી માયા મેશ.

ટગમગ—વાહ. વાહ.

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—દક્ષીણમાં માધવસેન રાજાની હદનું જંગલ.

### પાત્ર—ગડબડસીંહ.

**ગડબડસીંહ**—ગડબડસીંહ તારા નામે ગડબડ ગોટા વાળ્યા તો ખરા, પણ મુખ્યની ગડબડ હજી બાકી રહી; ક્રોધે બધું

બગાડ્યું. જે નર ક્રોધને જીતી શકે તે નર સંસાર જીતવાને લાયક છે. સીંહ અને વાઘ જેવા મદોન્મત પ્રાણીઓ પણ નીરબળ માણસના સપાટામાં આવી જાય છે તેનું કારણ ફક્ત ક્રોધજ. ગડબડીઆ ગડબડસીંહ, વિજાઇ વિજયસેન, તું સંસાર જીતવાને લાયક નથી. તું સંસારનો બોજો ઉપાડવાને પુરો મજુર છુ. તે બોજો ફેંકીદે ને સરજનહારની હજુરમાં ખડો થઇ જા. બસ મરવું કે જીવવું કાંઇ સમજણ પડતી નથી, જીવવામાં વીટંબણા છે, મરવામાં બધી સમાપ્તી. ના ના જીવતો નર ભદ્રા પામે એ એ કેહેવત ઉપર ચાલીએ તો તો જીવવુંજ સારૂ કારણ લોકો કહે છે કે આપઘાતથી મરવામાં સાત અવતાર એવા જાય છે, માટે એ વીચાર ન થયો તે ન્યાહાલ થયા, કારણ ક્રોધને મારે તેમ થઇ જાત તો પાછી સાત ભવની વીટંબણા હોરવી પડત માટે જીવવાનોજ વીચાર ઉત્તમ છે કહ્યું છે કે—

દોહરો,

ગડબડસીંહ—

> કાયર થઇ સંસારથી, જે નર છોડે પ્રાણ;
> બાથ ધુમાડાથી ભરે, મુરખ મહા અંજાણ.
> હીરો છોડે હાથથી, પામર લે પાશાણ;
> ચુકાવ્યું ચુકે નહી, ધર્મરાયનું દાણ.

માટે એકદમ પીતાજીના રાજ્યમાં જઇ ગુપ્ત વેશે વલ્લભીપુરની બધી બાતમી કહી અને વખત આવ્યે પરાક્રમ કરી જાહેર પડી જવું. ( જાય છે. )

---

## પ્રવેશ ૧૧ મો.

સ્થળ—દક્ષીણમાં રાજા માધવસેનનો દરબાર.

પાત્ર—માધવસેન, ગડબડસીંહ, દરબારીઓ. સીપાઇ, વારાંગનાઓ.

વારાંગના— ગાયન ૪૨ મું.

નાચ.

> દીમ દીમ દીમ દીમ તનનન તદરે દાની;
> નાદર દર દર તુમ દર દર દર દીમ તનોમ તનન
> દીમ તદીમ તદીમ તદીમ તનનનન;
> તક ધીડાનધા તીરકટ ધા તથોમ તનનન,
> ગીધી ગીનધા ગીધી ગીનધા ગીધી ગીન;

( સીપાઇ આવે છે. )

શીપાઇ—મહારાજ બહાર કોઇ અવધુત આવ્યા

માધવસેન—અંદે આવવા દે. ( ગડબડસીંહ આવે છે. )

ગડબડસીંહ—મહારાજને જય થાઓ.

માધવસેન—તમો કોણ છો ?

ગડબડસીંહ—અવધુત છીએ તમારૂ ભલુ કરવા આવ્યા છીએ.

માધવસેન—ક્યાંથી ?

ગડબડસીંહ—નીર્મલ્ય થયેલ વલ્લભીપુરથી.

માધવસેન—શુ વલ્લભીપુરથી ?

ગડબડસીંહ—હા મહારાજ સાંભળો, જે રાજાએ બાપને મારી નાંખ્યો. દીકરાને મારી નાખ્યો, સેનાધીપતીને મારવા તૈયાર થયો, અને દાઝયા ઉપર ડાહામની પેઠે સેનાધીપતીની પુત્રીનું શીયળભંગ કરવા તૈયાર થયો, તેવા રાજાની નોકરી છોડી આપની હજુરમાં ખડો થયો છું.

માધવસેન—વલ્લભીપુરની આવી દશા. તમે એમના સંબંધી તો નથી ?

ગડબડસીંહ—વસંતસેન રાજાનો વિશ્વાસુ ગુરૂ સીદ્ધનાથ.

માધવસેન—કોણ ગુરૂ સીદ્ધનાથ. જય જય ( પગે લાગે છે ) હીરો જ્યાં જ્યાં જાય છે ત્યાં હારમાંજ જડાય છે. પણ કપટ તો નથી ?

ગડબડસીંહ—કપરામા કડવાશ હોતીજ નથી. તેમજ સુ-વીર પુરૂષના ચીત્રામણમાં કપટની એબ કદાપી કાળે હોયજ નહીં

માધવસેન—આપ શુરવીર છો ?

ગડબડસીંહ—તે વખત આવે ખાત્રી થશે

માધવસેન—તમારા જેવા સતને પંથે ચાલનાર શુરવીર નર આ ભરત ભુમીમાં થોડા પાકશે ત્યારે આર્ય પ્રજાનો શાંતી સુર્યનો ઉદય થશે.

**વારાંગનાઓ-નાચ. ગાયન ૪૩ સું.**

જોને કેવો શોભે છે કનૈયો કાહાન,
એક તો વહાલો મારો બંસી બજાવે;
બંસીના નાદે ભુલાવત ભાન,
ભાન ભુલાવી મારે પ્રેમ કટારી.
પ્રીતીરસ પાને વાહાલો બને સુલતાન-જોને.

**બીજો અંક સમાપ્ત.**

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—જંગલમાં સીદ્ધનાથ ગુરૂનો મઠ.
**પાત્ર**—જોગીઓ ગંભીરસીંહ, વીજીઆ.

**જોગીઓ**— **ગાયન. ૪૪.**

પંખીડા તારૂં જાણીશ જગમાં ન કોઈરે,
ધન નહી તારૂં તન નહી તારૂં;
સુંદરી સુત માઈ ભાઇરે—પંખીડા.
કર્મ ભેલાણીએ આણી પુર્યો,
ફુલ્યો શું ફોગટ ફસાઇરે—પંખીડાં
સોહં સાચો ભજ ભવ તરવા,
માયા આ સર્વ પરાઇરે—પંખીડાં

**ગંભીરસીંહ**—બ્હેન હવે તો માહારા પગ થાકથી દુખવા આવ્યા માટે હવે તો કશાઇક વીસામો લઇએ તો તો ઠીક.

**વીજીઆ**—( રાજાના કુંવરની શી દશા. નશીબની બલીહારી છે. ) હા ચાલો ભાઇ પેલો સાધુનો મઠ છે. ત્યાં વીસામો લઈશું.

( મઠમાં જાય છે ને નમન કરે છે. )

**સાધુ**—તમો કોણ છો ?

**વીજીઆ**—અમો મુસાફર છીએ.

**સાધુ**—પરદેશી મુસાફરોને માટે આ સાધુનો મઠ તૈયાર છે.

**વીજીઆ**—ભાઇઓ આ માહારા ભાઇને તમારા મઠમાં આશ્રય આપી રાખજો, કારણ કે માહારે જરૂરના કામ સારૂ આગળ જવું છે.

**સાધુ**-બહુ સારૂ બાઈ.

**વીજીઆ**—માઈ તમને એકલા મુકી જાઉં તેને માટે દીલગીર થતા નહી.

**વીજીઆ**—ગંભીરસીંહ ગાયન ૪૫ મું.
( વાહાલો વીશ્વનો આધાર ) એ રાહ.

**વીજીઆ**—દુઃખી દીલમાં નથા ભાઈ ભોળા,
સત્ય તરશેરે—
પાપી ભલે રાચે પાપ માંહી,
પણ અંતે મરશેરે—
ચો તરફી દાવાનળ ચેત્યો
કીરતાર વ્હાર કરશેરે—

સત સહાયક કહાવે
સીતા સ્યામ નહી બીસરશોરે.

ગંભીરસીંહ—સતીઓના સતને પ્રભુજી તારશે,
શુદ્ધ મતી સતી તુજ કષ્ટ નીવારશે;

વીજીઆ—શ્રી હરી સત તારશે, પાપી જખ મારશે. દુઃખી

( જાય છે, )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ જંગલ.

### પાત્ર-મુડીવાળા સાધુ-બીજો સાધુ.

**મુડીવાળા સાધુ**—ઓ ભાઈ સાધુ ? ઓ ભાઇ સાધુ ?

સાધુ-કેમ ભાઈ સાધુ.

**મુડીવાળા સાધુ**—તુમને હમારી મુડી દેખી ?

સાધુ ઇધર મુડી કાયકી ?

**મુડીવાળા સાધુ** હા ભાઈ હા, એક ઘાંચીથા, ઓર એક બનીઆથા.

સાધુ-ના ભાઇ ના ઇધરતો કોઇ ઘાંચીબી નહીહે, ઓર કોઇ બનીયાબી નહીહે.

**મુડીવાળા** સાધુ-હા ભાઇ હા એક લંબાથા ઓર એક છોટાથા.

સાધુ—ના ભાઈ ના ઇધરતો કોઇ લંબાબી નહી હે ઓર કોઈ છોટાબી નહી હે. ( કોઇ ગંડા હે જરા બનાવું ? ) વારૂ ઓ ગાંગી કીતના ગજ લંબાથા ?

**મુડીવાળા સાધુ**—તુમેરા જેટલા.

સાધુ—ઉસકા નાક કીતના લંબાથા ?

**મુડીવાળા સાધુ**—તુમેરા જેટલા.

સાધુ—તુમ દોનુ જુઠે હો.

**મુડીવાળા** સાધુ—જુઠ્ઠા તુમેરા બાવા હમેરી મુડી દીખાવ

( મારવા માંડે છે )

**સાધુ**—( બીગ લાગ્યા કે ઉસકી મશ્કરી કીઇ ) બતાતા હું ભાઈ બતાતા હું, દેખો અહીંઆંસે દુર એક ઝાડ હે, ઝાડમેં એક બાડ હે. બાડમેં દો તાડહે. તાડમે એક ખાડી હે, ખાડીમેં એક ગાડી હે, ગાડીમે એક સાડી હે, સાડીકી બડી બડી કોર હે, કોરમે બડે બડે મોર હે. મોરકે પીંછે ધન ઘોર હે, જો તુમેરા કીસ્મત

કરેગા જોર, તો તુમારી મુડી ધડબડ ધડાક ૫ડ૫ડ ૫ડાક તડબડ તડાક આજાયગી જાઓ એ ગુરૂકા બચન હૈ.

( નાશી જાયછે ) ( જોગીઓ પણ જાયછે )

**વીજીઆ—(પુરૂષ વેશે)** **ગાયન ૪૬**

(પંથી પરદેશી ચીત્ત સોંપી ) એ રાહ.

ભગતવત્સલ કહાવો ભગવંત વ્હારે મુજ આ......વો.
કહાવો નોધારાના આધાર દયા દીલ લા..........વો.

**સાખી.**

નથી કોડી મુજ પાસમાં, ધારી હીંમત આજ;
પતીનો પત્તો મેળવું, સાહ્ય કરો મહારાજ.
કાંઈ કલંક ચઢેલું કાળુ છે મુજ દા.........વો.

**સાખી.**

નીર્બળ નારી જાત છું, નથી અવરકો સાથ;
સત્ય જણાવું જગતમાં, લજ્જા તાહરે હાથ.
સફળ મનોરથ પુરણ કરજો સત્ય કહા......વો.

**વીજીઆ**—મેં કેવું સાહસ કામ કર્યું છે. આવે વેશે પરરાજ્યમાં પેસવા હીમત ધરી છે તે શાને માટે, મારા પ્રીતમે મને કલંક ચઢાવ્યું તે ટાળવાને માટે; મરીથી મોહો લપેટાયું તે સાબુથી સોવાર ધોઇ ઉજળું કરવું. ( બાજુમાં જોઈ ) પેલું કોણ આવે છે? કોઇ રાજવી છે, ને તેની સાથે બીજા કોઇ જોગીરાજ જેવા છે, ઉમરે તથા દેખાવમાં તેમના જેવાજ છે, કદાપી તેતો નહી હોય! છાની રહી સાંભળવા દે. ( સંતાય છે માધવસેન તથા ગડબડસીંહ આવે છે.

**માધવસેન**—સીદ્ધનાથ પેલો ઘાતકી લેખ આવ્યો તે વાંચ્યો?

ગડબડસીંહ—ના મહારાજ હું લશ્કરની હાજરી લેતો હતો મને ખબર નથી.

**વીજીયા**—( હેં આ લશ્કરની હાજરી લેનાર કોણ એતો નહીં હોય ! )

**માધવસેન**—પાપી પાહાડસીંહ આપણી પાસે છાવણી નાંખી પડયો છે.

**ગડબડસીંહ**—તેતો સારૂ કેમકે કુંવરીની શોધ કરવી મટી.

**માધવસેન**—ને પાછો કેહેવરાવેછે કે લડાઇના પેહેલાજ મોખરે પેહેલીજ તોપે લીલાદેવીને ઉડાડી મુકવામાં આવશે અને તેના બાપના ગઢ આગળ બળીદાન કરવામાં આવશે.

**ગડબડસીંહ**—માહારાજ આપના શેવકના શરીરમાં માતાના ધાવણનું એક પણ બુંદ હશે ત્યાં સુધી તો કો[illegible]

નથી, ઝાઝું બોલે તે કાંઇ કરી શકતાજ નથી. કુંવરીના બચવા માટે હું હાલજ છાવણીમાં જાઉં છું.

**વીજીયા**—( શું શુરાતન એતો નહી હોય)

**માધવસન**—અત્યારે તમે શા માટે એકલા છાવણીમાં જાઓ છો ? જે બનવાનું હશે તે બનશે.

**ગડબડસીંહ**—શા માટે ? આ મારા કદરદાન રાજાને માટે, આ માહારો તુચ્છ પ્રાણ જશે તેની મને બીલકુલ દરકારજ નથી.

**માધવસેન**—ભલે જાઓ, આટલુ કામ ફતેહ કરી જલદી આવજે, લશ્કરની સરદારી તમારા શીર ઉપર છે.

( રાજા જાય છે )

**ગડબડસીંહ**—ગડબડીયા ગડબડસીંહ અહીંઆં પણ તારા માંથે આ ગડબડતો આવી, પણ આપણને તો એવી ગડબડનો ખાસ શોખજ છે. (જાયછે.)

**વીજીઆ**—(બહાર આવી) લીલાદેવીને છોડવવા પાહાડસીંહની છાવણીમાં ચાલ્યા, એકલા છે, લાવ મને પણ તેમની પાછળ મદદે જવાદે. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—પાહાડસીંહની છાવણી.**

**પાત્ર—પહાડસીંહ—લીલાદેવી—ગડબડસીંહ—**
**વીજીયા—પટાવાળા—સીપાહીઓ—વીગેરે.**

**ગડબડસીંહ**—બાતમી મળી ચુકી, પેહેલા તંબુમાં રાજા છે, ને બીજા તંબુમાં કુંવરી છે, માટે પેલા ઝાડ ઉપર થઇને તંબુમાં જઈ કુંવરીને લઇ પસાર થઇ જઉ. (જાય છે. )

**વીજીઆ**—(આવીને) એટલામાં ગડબડસીંહ ક્યાં જતા રહ્યા ! અહીંઆ ઉભા રહી જોવા દે. ભય શાનો છે; ઓ પેલા ઝાડ ઉપર ચઢયા ! લાવ મને પણ જવા દે. ( જાય છે. )

**ગડબડસીંહ**—( કુંવરી પાસે જઈ ) બેહેન ચાલો,

**લીલાદેવી**—તમે કોણ ?

**ગડબડસીંહ**—સીદ્ધનાથ.

**લીલાદેવી**—ક્યાંથી ?

**ગડબડસીંહ**—તમારા પીતા પાસેથી તમને છોડવવા.

**લીલાદેવી**—હેં મને છોડવવા !

ગડબડસીંહ—હા.

લીલાદેવી—પણ પેલો જાગીજાય તો ?

ગડબડસીંહ—શેને જાગે છે.

( વીજીઆ પાહાડસીંહની છાતી ઉપર ચઢી બેસે છે. )

પાહાડસીંહ—ચોકીદાર ?

વીજીઆ—એક બોલ અને મોહોત.

ગડબડસીંહ—તમે કોણ ?

વીજીઆ—તમને મદદગાર.

ગડબડસીંહ—તમારૂં શું થશે ?

વીજીઆ—હરી બચાવશે, તમ નીકળી જાઓ.

(ગડબડસીંહ તથા લીલાદેવી જાય છે. )

( વીજીઆ પાહાડસીંહના મોઢે ડુચો મારી જાય છે. )

પાહાડસીંહ—( છુટો થઇ ) એ મરણીયાં શીયાળવાં હજારો સીંહને સુતા મુકી પોતાના બચ્ચાંને લઇ પોબાર ! એ મરણીયા બકરા હજારો વાઘને સુતા મુકી પોતાના બચ્ચાંને લઈને પસાર ! કોઇનો હાથ ના ચાલ્યો તો ના ચાલ્યો પણ કોઈની જીભ સરખીએ ના ચાલી ?

સીપાઈ—માહારાજ પણ પેલો ચોકીદાર ?

પાહાડસીંહ—પણ ચોકીદાર તને તો અવાજ સંભળાવો જોઇએ.

ચોકીદાર—પણ આપના બોલાવ્યા વગર બોલાયજ કેમ ? મારા મેહેરબાન.

પાહાડસીંહ—પણ મને તો પેલા પાપીએ પેહેલેથીજ બાંધ્યો એટલે લાચાર પણ તને તો અવાજ સંભળાવો જોઇએ ?

ચોકીદાર—પણ આપના બોલાવ્યા સીવાય બોલાયજ કેમ ? મારા મેહેરબાન.

પાહાડસીંહ—વાહાણના દરેક લસ્કરને તાકીદ આપો કે હવ ગફલત ખાવાનો વખત નથી ને તમે પણ તૈયાર રેહેજો.

( જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—જંગલ.

પાત્રો—રાણી, વાણીઆ, ઘાંચી, વીજીઆ.

( રાણી આવે છે તેને ઘાંચી પકડી પાડે છે. )

**ઘાંચી**—જબરી મારી બેટી જબરી ! પગેરૂ જોઇ જોઇને આંખ્યોએ તણાઈ ગઇ પણ પકડાણી તો ખરી.

**વાણીઓ**—જબરથી બાંધજે પાછી નાશી ના જાય. પગેરૂ ઠીક શીખ્યો છું.

**ઘાંચી**—જો દોસ્ત ! મને પેહેલાં નીશાળે મુકયો ત્યાં મેહેતાજીને છુટી પાટી મારતાં કે પસાર, ત્યાંથી વાણીઆની દુકાને બેસાડયો ત્યાંથી પણ દીવાસળી મુકતાં કે પસાર. ત્યાંથી પછી ગાંધીની દુકાને બેસાડયો ત્યાંથી પણ ગલ્લો ઉરાડતાં કે પસાર, નાનપણમાં પરણ્યા એટલે બાયડીને ખાનગીમાં પૈશા આપવા જોઇએ ત્યાથી પછી ચોરી કરવા શીખ્યા ને શેહેરના જેટલા કાળા કાળા ભીલ તેટલા દોસ્ત કર્યા અને તેમના કામમાં એક પગેરૂ જોવા શીખ્યા તે આજે ઘણે દાહાડે કામમાં લાગ્યું.

**વાણીઓ**—તું તો ખરો ચોર પણ અમે તો નામીચા ચોર. ધોળે દહાડે કોઇની ગાંસડી ઓળવી ગળે પડવું તે અમારૂ કામ. મારો બાપ ખોટાં ખોટાં ખત લખીને ખોટી ખોટી સાક્ષીઓ પુરતો, ને પાંચના પાંચ હજાર લીધા, ને વીસના વીસહજાર લીધા એ બધુંએ મને વારસામાં આપી મરી ગયો, પણ ઘરમાં ઓચિંતી લાગી લાહ્ય તે બધુએ તણાતુ જાય, આગ્યમાં દાઝયા તે પડ્યા માંદા ને છેવટે કરમમાં રહ્યા કાંદાને કાંદા

**રાણી**—આટલુ સમજો છો ત્યારે મને શું કરવા બાંધી છે?

**વાણીઓ**—પુરેપુરૂ સમજ્યા છીએ ત્યારેજ આ થાય છે. ( ઘાંચીને ) જો દોસ્ત પેલો કુવો છે ત્યાંથી હું પાણી ભરી આવું ને ઝાડે ઝપટે જઇ આવું તું આ બાયડી ને મુડી સાચવજે હો ! જો કોઇ લઇ જાય નહી આ બાયડીને મુડી. ( જાય છે. )

**ઘાંચી**—ચાલો માહારી સાથે આના કરતાં મારે ત્યાં ત્રણગણી મુડી છે ને આને મુકો પડતો. કેમ મરજી થાય છે.

( વાણીઓ સાંભળે છે )

**વાણીઓ**—( આવીને ) કેમ મરજી થાય છે ? જા તાહારે જવું હોય તો હું તો મારે આ બેઠો.

**ઘાંચી**—જાઓ મારા મેહેરબાન ભેગા રેહેવું ને ભેદ રાખ્યો ત્યારે હુંજ જાઉં છું.

**વાણીઓ**—જાળવીને જજો રસ્તામાં ગોખરૂ ના વાગે હો ? પગમાં જોડા નથી તે.

**ઘાંચી**—વારૂ.

**વાણીઓ**—બોલ્યો તો છેટથી પણ મારી પેઠે લપાઈને તો નહી બેઠો હોય. ( બોરા પાડી ) ભાળવીને જજો.

**ઘાંચી**—વારૂ.

**વાણીઓ**—( રાણીને ) જુઓ સમજી જાઓ આના કરતાં માહારે ઘેર દસગણી મુડી છે, છપ્પન ઉપર ભુંગળ વાગે છે, તે કાળા મોહોડાને મુકય પડતો કેમ ? ( સંતાઈને ઘાંચી સાંભળે છે. )

**ઘાંચી**—પડતો મુકવો હશે પડતો. જાઓ શેઠ વાઘની બાજી આ શીકાંકી ની અજાણી ના હોય હો કે શેઠ !

**વાણીઓ**—અલ્યા કુવાના પાણીએ બેહેરો તો નથી થયો !

**ઘાંચી** હજુ કુવે ગયુ છેજ કોણ ?

**વાણીઓ** ત્યારે હું એ એકલો ન જાઉં.

**ઘાંચ**—ત્યારે હુંએ એકલો ન જાઉં

**વાણીઓ**—ત્યાર ચાલો આપણે બેજણ સાથે જઈએ !

**ઘાંચી**- આ બાયડીને મુડીનુ ?

**વાણીઓ**—બાયડીને તો બાધી છે ને આ મુડી કોણ લે છે કારણ આપણે બે ચોર દોસ્તો સંગાથે જઈએ છીએ.

**ઘાંચી**—જોજે લ્યા કુવામાં પાછળથી ધકકો ન મારતો હો!

**વાણીઓ**—ચાલ્ય ચાલ્ય એવું તે કદી થાય છે. ( બંને જાય છે ને વાજીઆ આવે છે. )

**વીજીઆ**—ગડબડસીંહ તો આગળ ગયા ને હું પાછળ રહી ગઈ પણ આ ઝાડ સાથે બાયડી શી !

**રાણી**— મને છોડો ! પેલા હરામીઓએ બાંધી છે, કોઈ સારે ઠેકાણે પોહોંચડાવશો તો શેવા ચાકરી કરીશ. ( છોડે છે. )

**વીજીઆ**—હાલ સારા ઠેકાણે પોહોંચડાવાનો મને અવકાશ નથી; લ્યો આ વીંટી તે નીશાની ને જાઓ પેલા સાધુના મઠમાં મારા ભાઈને પણ મેં ત્યાંજ મુકયા છે. જુઓ ! તમારો રસ્તો આ ને મારો રસ્તો આ. ( મુડી લઈ બંને જાય છે. )

**વાણીઓ**—પાણી જરાક મીઠું.

**ઘાંચી**—જરાક ખારૂ.

**વાણીઓ**—( બાજુમાં જોઈ ) બળ્યું તારૂં ખારૂ ને મીઠું આ લ્યા બાયડીને મુડી ! હરામખોર તેં નસાડી મુકી !

**ઘાંચી**—હરામખોર તેં નસાડી મુકી લાવ્ય મારી મુડી !

**વાણીઓ**—લાવ્ય મારી બાયડી !

**મુડીવાળા સાધુઓ**—લાવ્ય મારી મુડી !

**વાણીઓ**—મહારાજ ચોરીનો માલ ચંડાળે જાય ને પાપી હાથ ઘસતા થાય એવું થયું છે મુડીને તો એક બાયડી લઈ ગઈ જુઓ આ એનું પગેરૂ, હાલ પકડી પાડીએ છીએ. ( જાય છે. )

---

**સાખી.**

સત્ય શરણું પ્રભુ તાહારૂં, કરજો મુજ ઉદ્ધાર;
પરભવમાં પાછા હજો, ગંભીરસીંહ ભરથાર.
અરે કીરતાર.

**લીલાદેવી**—જ્યારે આંખ્યો જવા બેઠી ત્યારે લોકો કહેશે કે આંખ્યો આવી. જ્યારે માહારો જીવજીવન જતો રહ્યો ત્યારે કહેશે કે દીકરી જીવતી રહી. આ લાવેલી દોરીવતી ફાંસો ખાવો એજ બેહેતર છે.

( ફાંસો ખાવા જાય છે ત્યાં માધવસેન આવે છે. )

**માધવસેન**—દીકરી આ શું કરે છે ? હવે તો તાહારે ખુશી થવાનું છે, તાહારૂં ગયું શું ?

લીલાદેવી—પીતાજી આપના સમજવામાં નહીં આવે. જીવનું જીવન ગયું. આંખોનું તેજ ગયું. આશાનું પંખીડું ગયું, કહો હવે બાકી શું રહ્યું ?

**માધવસેન**—આશાનું પંખીડું તે કયું ?

લીલાદેવી—બર રજપુત વચ્ચે આબરૂ રાખનાર ગંભીર કુમાર.

**માધવસેન**—આકાશ ફુલ તે કયાંથી લવાય ? ઝાંઝવાનાં નીર તે કયાંથી લવાય ? તેલનું માંખણ તે કયાંથી થાય ? તેમજ લોક વાયકા પ્રમાણે ગંભીરકુમારનો પત્તોજ નથી હું કોઈ નથી જાતો ગણી બનયો કે સીંહણના દુધને આ હાથેળીમાં હાજર કરે ?

**વીજીયા**—માહારાજ શેવક તૈયાર છે ?

**માધવસેન**—ભુલ કરે છે ?

**વીજીયા**—ભુલ થાય તો શીર ફુલ છે.

**માધવસેન**—દીકરી આ રજપુતે બધાની આશાને સજીવન રાખી છે તો તાહારી આશા વેલને પણ સજીવન કરશે એવી માહારી ખાત્રી છે. આને મેહેલમાં રાણી પાસે મુકી તું તાહારા કામે જા.

વીજીયા—જેવો રાજાજીનો હુકમ.

( વીજીયા તથા લીલાદેવી જાય છે. )

ગડબડસીંહ—માહારાજ હવે પેલા બંધીવાનને હાજર કરો

**માધવસેન**—ભલે હાજર કરો.

ગડબડસીંહ—( સીપાઇને ) બંધીવાનને હાજર કરો !

( પાહાડસીંહને કેદી કરેલો લાવે છે. )

**માધવસેન**—લડાઇ તે તો તાહારે મન રમત થઈ પડી પણ લડાઇ શું, તે તું સમજે છે ? સેંકડો મુંગાં પ્રાણીઓને જીવતાં બાળી મુકવાં સેંકડો. ખેડુતોને ધંધા વીનાના કરવા, સેંકડો

ઉછરતી વયની બાળાઓને સદાને માટે રંડાપો આપવો, ને આશપાશના ગામડાના લોકોને ત્રાહ ત્રાહ પોકરાવવો, તે તો તાહારે મન મત ? તે તાહારા જેવા યમ હાડીઆનું હસવું, ને પણ પ્રજા દેડકાના પ્રાણ, તાહારા જેવા ઘાતકી અજગરનું હરખાવું, ને પણ પ્રજા મચ્છીનું ફફડવું, તેં તાહારા પાપના કીલ્લામાં એવી એક પણ બારી રાખી નથી કે જ્યાંથી દયા દેવી પ્રસન્ન થઇ આ બળતી આગમાંથી બચાવે. લોભને તે તાહારો ઇષ્ટ દેવ ગણ્યો, વ્યભીચારને કુળદેવી સ્થાપી, સ્વાર્થને સેનાપતી નીમ્યો, અને કપટનું હથીઆર હાથમાં લઇ રાજ્ય અને દીનીયા જીતવી ધારી ! પણ ઘાસનું બખ્તર પેહેરી આગમાં નજ પેસાય, લાકડાના ઘોડે બેશી દુર્નસાની મુસાફરી નજ થાય, કાગળના વાહાણે દરીયાની મુસાફરી નજ થાય, માહારો જીવ લેનાર વાઘ ઉપર પણ એકવાર દયા કરી શકત, પણ દુર્નયાને ડંશનાર કાળા નાગ હું તને જીવતો જોઇ શકતો નથી. (સીપાઇને) જાઓ આને કચેરીના ચોકમાં ગરદન મારો.

**ગડબડસીંહ**—થુ

**પાહાડસીંહ**- માહારાં પાપ પ્રભુ માફ કરશે તેની મને પાકી ખાત્રી નથી. પસ્તાવિશું, પીડાવિશું, જીવતો મરશું. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ** સીદ્ધનાથ ગુરૂનો મઠ.

**પાત્રો**—વાણીઓ–ઘાંચી–મુડીવાળા શાધુઓ–
સાધુ વેશમાં સેનાપતી–રાણી–ગંભીરસીંહ
વાણીઓ–ઘાંચી—મુડીવાળા સાધુઓ.
વીજીઆ—વીગેરે.

**ગાયન ૪૮ મું.**

( વેરીડો વીંછી વેડ્યો ) એ રાહ.

**વાં–ઘાં**–સુરત થયું પગલાંનું જોને તું અહીંઆંથી.

**વાંણીઓ**—જો આ !

**ઘાંચી**—હા, હા,

**વાંણીઓ**—ના, ના;

**ઘાંચી**—ચોર પગેરૂ ગુમ થયું ને હવે કોઇ સુઝે.

**વાંણીઓ**—ગુંડાળ ગુંચવાયું અહીંથી પાછું અંતર ધ્રુજે,

**ઘાંચી**—કેમ સુંચાય !

**સાધુઓ**—દલ્લો લાવ્ય !

ધાં-વાં-સુરત થયું પગલાનું જોને હું અહીંઆંથી.
જવી મળ્યા દરબારો ઢોલા ભગલાજી કુટાય

વાણીઓ—જોગી બાપજી વાત સાંભળો !
જોગીઓ—સાધ્ય મુડી માયા.
ધાં-વાં—બાદસાબ ઉકલ્યું સુરત.
ધાંચી—હેં અલ્યા પગેરૂ સુંઘવાયું કેમ !
વાણીયા—નથી સુંઘવાયું.
મુડીવાળા સાધુ—કેહે નહી તો ચીપીયા પડશે.
ધાંચી—( રાણીને જોઇ ) આ માહારી મુડી !
વાણીઓ—( રાણીને જોઇ ) આ માહારી બાયડી !

( વીજીઆ આવે છે. )

વીજીયા—સીપાઈ પકડો પેલા હરામીઓને ?
વાણીઓ—માહારાજ કાંઈ ન્યાય તો કરો આ સાધુ મુડી અને બાયડી બે પચાવી પડે છે.
વીજીયા—સીપાઇઓ એમને મહારાજ પાસે લ્યો ( ગંભીર-સીંહને ) બાઇ તું માહારી સાથે ચાલ્ય.
મુડીવાળા સાધુ—હાય મુડી.
વાણીઓ—હાય બાયડી. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ માધવસેનના ગામની ભાગોળ.

### પાત્ર—ગડબડસીંહ—વીજીઆ.

ગડબડસીંહ—તમે જે પેલા સાધુને બાયડીની વાત કહી પણ મને તો એમ લાગે છે કે સાધુઓને ફસાવવામાં ખરેખર બાયડીજ હશે.
વીજીઆ—આને લોકો સંસાર સુખનો સાગર કેહે છે તે ખોટું કે ?
ગડબડસીંહ—તમે તો ગમે તેમ કહો પણ માહારો તો સીધાંત તે સીધાંતજ છે જુવો સાંભળો.

ગડબડસીંહ— ગાયન. ૪૯ મું.

સ્ત્રી જાતને શીરે ધીક્કાર છે,

હજારવાર સ્ત્રીજાતને શીરે ધીક્કાર છે.
નારી સાચી કારી કટારી,
પુરૂષને ફસાવનાર છે. હજારવાર.
હાવ ભાવ ખોટે પુરૂષને ફસાવે,
કટાક્ષથી પુરૂષ લાચાર છે. હજારવાર.

છળ કપટથી છેતરે પુરૂષને પલમાં;
દીલમાં દયા ન લગાર છે. હજારવાર.
તુચ્છ ટકાના જોબન માટે,
ભત્ર હીરને હરનાર છે. હજારવાર.

**વીજીઆ**—હીરાને કાચ કહોછો કુંદનને કથીર કહોછો. પણ એમ નથી જુઓ સાંભળો !

ગાયન ૫૦ સું.

ધન્યવાદ સ્રીને અપાર છે,
આ જગતમાંહી ધન્યવાદ સ્રીને અપાર છે.
લટકેને ચટકે મનડું હારે,
પ્રાણ પણ ઓવારનાર છે. આ જગતમાં.
દીલાસો દુઃખમાં વીલાસ સુખમાં,
પુરૂષને સાચી સાથકાર છે. આ જગતમાંહી.
છળને કપટ તેના કુલટાનાં કામો,
દયાવાન સતી અવતાર છે. આ જગતમાંહી.
તુચ્છ ટકાનુ જોબન જગમાં,
ઈંદ્ર પુરી સુખ દેનાર છે. આ જગતમાંહી

**વીજીઆ**—કાંઇ રાજનું નડતર તો નોહોતું ?

**ગડબડસીહ**—હા.

**વીજીયા**—ત્યારે કોઇ માણસ પાસે હતું ?

**ગડબડસીહ**—હા રાજાનો વીશ્વાસુ માણસ.

**વીજીઆ**—રાજાનો વીશ્વાસુ માણસ ! જુઓ મેના પોપટ એ મળવાની તૈયારીમા હતા એટલામાં બાજે ઉપરથી માંડિસ નાંખ્યું, પોપટ કહે મેના તું હત્યારી.

**વીજીઆ**— કવિતા.

પોપટ સમજ્યો સારી વાત,
ને મેનાને જાણી કમજાત;
મેના કરતી બહુ કલપાંત,
પણ પેલો સમજે નહી અજાણ.
પોપટ રોકયો પગના રહ્યા,
તરછોડી બીજે વન ગયો;
અધારે આ વાતજ બની,
ને મેના મનમાં સમજી રહી.

**વીજીઆ**—તમારા જેવા સાધુને બાળાજાત ઉપર તીરસ્કાર કરતાં જોઉંછું તેથી મને તા લાગે છે કે તમને કાંઇ જાત અનુભવ થયો હોય ?

ગડબડસીંહ—હા ભાઇ થયું છે તો તેમજ. શ્રી ૮૮૬ડીને સાકર સમાન સમજી મેં સુરબાએ મોઢામાં મુકવાની તૈયારી કરી એટલામાં ખુનની તૈયારી થઇ.

વીજીયા—હેં ! ખુનની તૈયારી તે શી રીતે ?

ગડબડસીંહ—દુધમાં ઝેર, પરપોટો ફુટી ગયો, પાપ વેરાઇ ગયું.

વીજીયા—તમે કાંઇ તપાસ કરી હતી ?

ગડબડસીંહ—ના તપાસતો રહી ગઇ.

વીજીયા—ત્યારે કદાચ પેલા પોપટ જેવું તો નથી થયું ?

ગડબડસીંહ—ખાત્રી વગર હા કેમ કેહેવાય કે ના કેમ કેહેવાય, પણ મને લાગે છે કે તમો મેળવી આપશો એવી મારી ખાત્રી છે.

વીજીઆ—તમારા જેવા જોગીરાજને ખાતર તે બીડું પણ ઝડપું છું પણત મારી સ્ત્રીની આકૃતી જરાક બતાવો પછી આમ ?

ગડબડસીંહ—આકૃતીનું પુછોછો ત્યારે તમને તો રીસ નહી ચહે ?

વીજીઆ—તમારી સ્ત્રીની આકૃતી કહેશો કે બતાવશો તેમાં મને શેની રીસ ચઢવાની છે,

ગડબડસીંહ— લગભગ તમારા જેવીજ.

વીજીઆ—વાહરે જોગીરાજ ? જેમ શ્રી નીર્દોશને સતાવી તેમ મને પણ સતાવવો ધારો છો.

ગડબડસીંહ—હેં ! શ્રી નીર્દોશ આ તમે શું બોલો છો ?

વીજીઆ—જુવો તેણે મને જગમલના હાથ દરકત આપ્યા છે ( રૂમાલ બતાવે છે ).

ગડબડસીંહ— નારા બોલવા ઉપર બીલકુલ માઠું લગાડશો નહી. બે વખત જીવ બચાવ્યો, તેમ ત્રીજી વખત દીલજાન મેળવી આપી આ મારો પરાણે લીધેલો જોગ મુકાવશો.

વીજીઆ—તમારા માટે જાઉં છું, પણ મળવી ન મળવી તે

ગડબડસીંહ—ભાગ્યને માટે આ અભાગીને પુછશોજ નહી. બરાબર છે.

વીજીઆ—એમ કેમ ?

ગડબડસીંહ—જુવો સાંભળો.

ગડબડસીંહ— ગાયન ૫૦

( પ્રેમદા છે પ્રીતી ભોજન ) એ રાહ.

તજ્યુ થાળ ભરેલું ભોજન,
મુજ સમ મુરખ નહી અન્ય
મૃગ નયની વેલી મોહન
તરછોડી વીપદ વન.
કકળે આંતરડી મારી, તેમ રોતી હશે બીચારી.
કીધા ખરે નોધારી, રાખી નથી એક બાહારી;
રોતી જો નજરે પડે તે નારીજન,
દેજે સદેશો આપુછું આદન તજ્યુ.
વીજીઆ—શું કહેવું

ગડબડસીંહ—

તજ્તે રોષ હવે સૌ કાલો.
મારી દર્શને તમે ચાલો;
જાણી વ્હેમી તમ વાહાલો, હીણુ ભાગીનો કર ઝલો.
વિયોગ વન્હીમાં બળશે પાપી તન,
વ્હેમી પતી હું સાચી સતીતુ ધન્ય. તજ્યુ.
વીજીઆ—ત્યારે જાઉં છું.

ગડબડસીંહ—જુવો સાંભળો.

મીત્રાઇ સાચી ધારૂ, મુજકામ સુધરશે સારૂ.

વીજીઆ—

મેહેનત એ કામ હમારૂ,
ફળતું એ નશીબ તમારૂ.

ગડબડસીંહ—કીસમતનું ના પુછો હીણુ ભાગી જન;

ભગવત રૂઠેલા વળી ઉઠેલા દન. તજ્યુ.

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—માધવસેનની કચેરીનો રાજ માર્ગ.

પાત્ર—વાણીઓ—ઘાંચી—મુડીવાળા સાધુઓ—વસંતસેનનો સેનાધીપતી—પાહાડસીંહની રાણી સીદ્ધનાથ સાધુ રૂપે—પુરૂશ વેશમાં વીજીઆ.

વાણીઓ—હાશ

**ઘાંચી**—હાય મુડી !

**મુડીવાળા સાધુ**—હાય મુડી !

**માધવસેન**—હું આ શું છે ?

**વીજીયા**—માહારાજ હું તે જાણું છું. આ ઘાંચી કહે છે કે મુડી માહારી છે ને આ સાધુ કહે છે કે મુડી માહારી છે.

**માધવસેન**—તકરારવાળી મુડી કયાં છે ?

**સીપાઈ**—( ડાબડો રજુ કરે છે ) આ રહી માહારાજ.

**માધવસેન**—બોલ્ય સાધુ આ મુડી તું કયાંથી લાવ્યો ?

**મુડીવાળા**—સાધુ-આ બલીબાઇએ દક્ષણામાં આપી હતી, તે આ દો ઠગ સોનાકા પુતળાકી આશામેં હમકુભી પુતળા બનાકર લે ગયા. ફીર ઉસકી પીછે પીછે ફીરે જબ હાથ લગા.

**માધવસેન**—બલીબાઇ તું આ મુડી કયાંથી લાવી હતી ?

**રાણી**—માહારા બાપને રાજયમાં નોકરી હતી. ત્યાંથી મારા બાપને ઈનામમાં મળી હતી; સબંધીમાં તકરાર થવાથી જોગ લેતી વખતે આ સાધુને દક્ષણામાં આપી હતી, તેજ આ મુડી છે.

**મુડીવાળા સાધુ**—હા એ બલી બાઇએ આપી હતી.

**માધવસેન**—( વાણીઆ તથા ઘાંચીને ) તમે કોણ છો ?

**વાણીઓ**—( ફોડવા દે ) આ જમનો ઘાંચી.

**ઘાંચી**—આ નથુચંદ નખોદીઓ, રસ્તામાંથી ભેગો લીધો હતો.

**માધવસેન**—તમે બંને કીયા દેશના છો ?

**ઘાંચી**—વાણીઓ—આપના દેશના સાહેબ.

**માધવસેન**—બંને હરામખોર છો, ત્રીજા વરસ ઉપર ખુન કર્યું હતુ તે તમેજ કે ?

**ઘાંચી**—વાણીઓ—હા સાહેબ.

**માધવસેન**—જાઓ એમને જન્મ કેદની સજા છે. (સીપાઇને) આમને લઇ જાઓ બાઇ સાધુ તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ, લ્યો સાધુ આ મુડી.

**મુડીવાળા સાધુ**—આશીર્વાદ આશીર્વાદ.

( સાધુ સર્વે જાય છે. )

( અંદર ઘોંઘાટ થાય છે. )

**માધવસેન**—આ શેનો ઘોંઘાટ ! કચેરીમાં જોવા આવેલા લોકોનો અવાજ છે, ચાલો આપણે પણ કચેરીમાં જઇએ.

( જાય છે. )

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—માધવસેનની કચેરી.

**પાત્ર—પાહાડસીંહ—સેનાપતી—સીદ્ધનાથ—રાણી—**
**માધવસેન—ગંભીરકુમાર—વીજીઆ—વીજયસેન**
**લીલાદેવી—વીગેરે.**

**પાહાડસીંહ—** ગાયન ૫૨

પસ્તાઉછું હું પાપી પુરો—હે કૃપાનીધાન;
પાપ પુરમાં તણાયો—છેવટ આવ્યું ભાન—
પુજ્ય તાતને સેનાપતી—લઘુ બંધુ પુત્ર હણ્યો;
સત્ય શીયળવતી માતા માહારી—પાંહાણો ન શીદને જણ્યો—
શુદ્ધ મતી હણી ન રાખ્યું—ઠરવા ઠેકાણું,
ધર્મે જય ને પાપે ક્ષય તે—છેવટમાં જાણ્યું—
ઉદ્ધારને આ દેહ—પાપ પુંજથી ભરી,
માગતાં લજવાઉછું—આપો શરણુ હે હરી—

**પહાડસીંહ**—આ પાપી રાજા ધરમચંદની ચોરી કરી બચી ગયો એમ સમજતો હતો પણ પાછળથી ન્યાયે આવી પકડી પાડ્યો. મારૂં પાપ તે કેવું, ન જોયા ભાઇ ન જોયા બાપ, ન જોયા દીકરા. મેં અભાગીઆએ સેનાપતીની દીકરીને પણ ના જોઈ, મારી પાસેથી, નીચ વેશ્યાઓએ, નીચ લંપટોએ તથા હાજી હા કહેનારાઓએ, લાભ મેળવ્યો હશે, પણ પરોપકાર શબ્દનો ખરો અર્થ અંત સમયે સમજ્યો. મારા જેવા વીશયાંધ, કામાંધ લોભાંધ. મારા દાખલાથી સુધરશે એજ મારાં જન્મનું સાર્થક. રામ નામ પણ કોની સાથે કરૂં; રામ રામ કરવા જેટલો સંબંધ પણ કોઇની સાથે રાખ્યો નથી. ભલામાં ભલી પતીવ્રતા ભાર્યાને અને વૃદ્ધ સેનાપતીને મેં ચંડાળે પેહેલથી જમપુરીમાં પહોંચાડ્યાં છે: કોઇ ખબર લાવે, કોઇ મીલાવે, કોઇજ નહી

**રાણી**—હાય નથી જોવાતું !

**પહાડસીંહ**—આ મરણની વખતે આ હીણભાગીને માટે અરેકાર લાવનાર કોણ હશે ?

**રાણી**—હાય નથી જોવાતું !

**સેનાપતી**—હાય નથી રેહેવાતું !

**રાણી**—આ તમારી જીવતી રહેલી રાણી.

**સેનાપતી**—આ તમારો બચી ગયેલો વૃદ્ધ સેનાપતી.

**પહાડસીંહ**—આ હાડીઓ હવે યમપારધીની જાળમાં છે, જળ લ્યો, ભેટી લ્યો, છેલ્લીજવાર.

**રાણી**—સારસ સાથે સારસ, નાથ સાથે નારી, પહેલી હું

**સેનાપતી**—ના, પેહેલા નંદી પછી શીવ પાર્વતી પેહેલા પાન પછી કાથો ચુનો, પહેલો હું પછી મારાં રાજા રાણી.

( માધવસેન તથા ગંભીરસીંહ આવે છે. )

**માધવસેન**—હજુ ચંડાળ જીવે છે.

**રાણી**—પહેલી હું પછી એ.

**સેનાપતી**—ના પહેલાં હું પછી મારાં રાજા રાણી,

**માધવસેન**—તમે કોણ છો ?

**સેનાપતી**—તેમના પીતાશ્રી વારાનો વૃદ્ધ સેનાપતી, ને ભલી ભારજા તેની રાણી.

**ગંભીરસીંહ**—કોણ વૃદ્ધ સેનાપતી અને મારી ભલી ભાભી!
**પાહાડસીંહ**—ઓ ગુણીઅલ ગંભીર આ તાહારા પાપી ભાઇને ચામડાનાં સાત ખાસડાં ઉતારી દે જેથી કરી સાત નરકમાંથી કાંઇક ભાર ઓછો થાય.

**ગંભીરસીંહ**—ચામડાના ખાસડાના માર કરતાં પસ્તાવાના ખાસડાના માર બસ છે. ( માધવસેન તરફ જોઇ ) માધવસેન મહારાજ માહારી એક નમ્ર અરજ છે. માહારા માટે, મારી ભલી ભાભીને માટે માહારા વૃદ્ધ સેનાપતી માટે માહારા ભાઇને માફ.

**માધવસેન**—તમે બધા તેથી રાજી છો ?

**સેનાપતી**—હા સાહેબ.

**માધવસેન**—જાઓ તમને માફ છે.

**ગંભીરસીંહ**—ભલી ભાભી પાછા તમે આ સંસારમાં ક્યાંથી?

**રાણી**—પેલા ગભરૂડીઆ ગડબડસીંહના લીધે તથા આપણા દેવાંશી ગુરૂ સીદ્ધનાથના લીધે.

**માધવસેન**—હેં ! તમારા ગુરૂ સીદ્ધનાથ ! ત્યારે આ વેશધારી કોણ ?

**ગડબડસીંહ**—આપનો પુત્ર વિજયસેન.

**માધવસેન**—કોણ પુત્ર વિજયસેન !

**રાણી**—તમે તે ગડબડસીંહ કે વિજયસેન !

**ગડબડસીંહ**—બન્ને.

**સેનાપતી**—ગડબડસીંહ મેં તમને આપેલી મારી પુત્રી ક્યાં છે?

**ગડબડસીંહ**—આપ જેવા કીંમતી ઝવેરીએ આપેલી રત્નમાળા નાગણ જાણી ફેંકી દીધી.

**સેનાપતી**—હેં ! મારી નાખી ?

**ગંભીરસીંહ**—માહારો બહાદુર મીત્ર તેનો પત્તો મેળવવા ગયો છે, તેનોજ પત્તો નથી.

**માધવસેન**—આ અચંબાની વાત એટલીજ છે કે જે બહાદુરને આપણુનેજ માટે અણીની આંચ વખતે ઝપલાવે

[illegible]

**પહાડસીંહ**—આ ઘોર પાપીને તે મહાસતી પાસે આવી મળવાની છે તે શું નહી મળે ?

**ગંભીરસીંહ**—જોગણ વેશે માહારો જીવ બચાવી ભાઇ વેશ ધારણ કરી ભાઇની ગરજ સારનાર માહારી બેહેન.

**વીજીઆ**—ભાઇની બેહેન, બાપની દીકરી, રાજવીનો રજપુત, ગડબડસીંહ તમારી પત્ની અને મીત્ર બંને.

**ગંભીરસીંહ**—બેહેન હું તાહારો આભારીછું.

**સેનાપતી**—દીકરી તેં આપણું કુળ દીપાવ્યું છે.

**રાણી**—કુંવરી તે આખી આ જાતને શોભાવી છે.

**ગડબડસીંહ**—તમે મને સ્ત્રી અને મીત્ર તરીકે શરમાવ્યો છે.

**પહાડસીંહ**—ઓ મહા સતી ! આ ઘોર કર્મ પાપી લજવાઈ મોંહોમાં તરણું ઘાલી મારી માગુછું

**વીજીઆ**—કચેરીમાં કહેતા શરમાઉછું.

**માધવસેન**—પહાડસીંહ, સેનાપતી, સૌ સૌનું દેવું ચુકાવ્યું, પણ હજુ આ તમારા ગુણીઅલ ગંભીરનું દેવું ચુકવવું બાકી રહી ગયું છે

**સેનાપતી**—ચંદ્રના ઝળકાટમાં વળી આ વીજળીનો ઝળકાટ કયાંથી ?

**માધવસેન**—આ મારી વાહાલી પુત્રી લીલાદેવીને આ તમારા ગુણીઅલ ગંભીરનાં લગ્ન હું મહારી વહાલી પુત્રીનો હાથ આ રાજકુમારને સોંપુછું.

( લીલાદેવીનો હાથ ગંભીરસીંહને આપેછે)

**સેનાપતી**—હું પણ ફરીથી મહારી વહાલી દીકરીનો હાથ, આ વીજીઆ વીજયસેનને સોંપુ છુ.

**સર્વે પાત્રો**— ગાયન પર

ચતુરાઇ જય માની માન્યો વિજય,
પકડાયા છેવટ પાપ થયાં પ્રલય—
ધર્મનો મારગ જે જન છોડે,
હાય હાય કરી છેવટ મરતા પાપ તણે ઉદય—
ધર્મનોજ જય છે પાપનોજ ક્ષય છે,
નહીતો પાહાડસીંહ સમાન દુઃખ પામશે—
સતીયાં બચ્યાં પાપીઆં ફસ્યાં,
નર્ક તણું દ્વાર નક્કી જાણો અધર્મ છે;
ધર્મથી સદાય જય ધર્મથીજ જય—

**ત્રીજો અંક સમાપ્ત.**